# સૂરઃ યૂનુસ

**નામકરણ :-**

આ સૂરઃ નું નામ પ્રણાલિકાગત રીતે ફકત પ્રતીકના રૂપમાં આયત ૯૮માંથી લેવામાં આવ્યું છે જેમાં હઝરત યૂનુસ અ.સ.નો ઉલ્લેખ આવ્યો છે. આ સૂરઃ નો ચર્ચાનો વિષય હઝરત યૂનુસ અ.સ.નો કિસ્સો નથી.

**ઊતરાણનું સ્થળ :-**

રિવાયતો ઉપરથી જણાય છે તેમજ વિષય ઉપરથી આને સમર્થન મળે છે કે આ સમગ્ર સૂરઃ મક્કામાં ઊતરી છે. કેટલાક લોકોનું આ અનુમાન છે કે આ સૂરઃની કેટલીક આયતો મદીનાના સમયગાળાની છે, પરંતુ આ ફકત એક ઉપરછલ્લું અનુમાન છે. આયતોના ઊતરાણના ક્રમ ઉપર વિચાર કરવાથી સ્પષ્ટપણે જણાય છે કે આ સૂરઃ અલગ અલગ પ્રવચનો કે અલગ અલગ સમયે ઊતરેલી આયતોનો સંગ્રહ નથી બલકે આરંભથી અંત સુધી એક જ સળંગ પ્રવચન છે જે એક જ સમયે ઊતર્યું હશે, તથા આ સૂરઃનો વિષય આ વાત માટે સ્પષ્ટ દલીલ છે કે આ મકકાના સમયગાળાની સૂરઃ છે.

**ઊતરાણકાળ :-**

ઊતરાણકાળ વિષે કોઈ રિવાયત અમને મળી નથી. પરંતુ વિષય ઉપરથી એમ જ જાહેર થાય છે કે આ સૂરઃ મક્કાનિવાસના અંતિમ ગાળામાં ઊતરી હશે કેમ કે તેની વર્ણનશૈલી ઉપરથી સ્પષ્ટપણે લાગે છે કે સંદેશના વિરોધીઓ તરફથી વિરોધ ખૂબ જ ઉગ્ર બની ગયેલો છે, તેઓ નબી સ.અ.વ. અને આપના અનુયાયીઓને પોતાની વચ્ચે સહન કરવા માટે તૈયાર નથી, આ લોકો પાસેથી હવે આવી કોઈ આશા રહી નથી કે સમજાવટ અને શિખામણ દ્વારા તેઓ સીધા રસ્તા ઊપર આવી જશે, અને હવે તેમને એ પરિણામ સામે ચેતવી દેવાનો સમય આવી ગયો છે જે નબી સ.અ.વ.ને આખરી રીતે અને સંપૂર્ણપણે રદ કરી દેવાની સ્થિતિમાં અનિવાર્યપણે ભોગવવો પડશે. વિષયવસ્તુની આ જ વિશેષતાઓ આપણને જણાવે છે કે કઈ સૂરઃ ઓ મકકાના અંતિમકાળ સાથે સંબંધ ધરાવે છે. પરંતુ આ સૂરઃમાં હિજરત તરફ કોઈ સંકેત જોવા મળતો નથી, એટલા માટે આ સૂરઃનો ઊતરાણકાળ એ સૂરઃઓની પહેલાંનો માનવો જોઈએ જેમાં કોઈને કોઈ છૂપો અથવા સ્પષ્ટ અણસાર આપણને હિજરત વિષે જોવા મળે છે. ઊતરાણકાળ નકકી થઈ ગયા પછી હવે ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિનું વર્ણન કરવાની જરૂરિયાત રહેતી નથી કેમ કે આ સમયગાળાની ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ સૂરઃ અન્‌આમ અને સૂરઃ આ'રાફની પ્રસ્તાવનામાં આપી દેવામાં આવી છે.

**વિષયવસ્તુ :-**

પ્રવચનનો વિષય સંદેશ, સમજાવટ અને ચેતવણી છે. સૂરઃનો આરંભ આવી રીતે થાય છે કે :

લોકો એક મનુષ્ય દ્વારા નબૂવ્વતનો સંદેશ રજૂ કરવા સામે આશ્ચર્યચકિત છે અને અમસ્તાં જ તેની ઉપર જાદુગરીનો આરોપ લગાવી રહ્યાં છે, જો કે જે વાત તે રજૂ કરી રહ્યો છે તેમાં કોઈ વસ્તુ પણ ન તો આશ્ચર્યજનક છે ન તો જાદુ અને ન તો જયોતિષવિદ્યા સાથે સંબંધ ધરાવે છે. તે તો તમને બે મહત્ત્વની હકીકતો વિષે ચેતવી રહ્યો છે. એક આ કે જે ખુદા આ સૃષ્ટિનો સર્જનહાર છે તથા તેનું સંચાલન સક્રિય રીતે કરી રહ્યો છે ફકત એ જ તમારો

માલિક છે તથા એકલા તેનો જ આ હકક છે કે તમે તેની ઉપાસના કરો. બીજું આ કે પ્રવર્તમાન દુનિયાના જીવન પછી જીવનનો એક બીજો તબક્કો આવવાનો છે જેમાં તમે બીજી વખત પેદા કરવામાં આવશો, તમારા વર્તમાન જીવનની સંપૂર્ણ કારકિર્દીનો હિસાબ આપશો તેમજ આ બુનિયાદી સવાલ માટે બદલો અથવા સજા પામશો કે તમે એ જ ખુદાને તમારો માલિક માનીને તેની ઇચ્છા અનુસાર સત્કર્મનો માર્ગ અપનાવ્યો કે પછી તેની વિરૂદ્ધ અમલ કરતાં રહ્યાં. આ બન્ને હકીકતો, જે તે તમારી સમક્ષ રજૂ કરી રહ્યો છે, તે જાતે હકીકત છે ચાહે તમે માનો કે ન માનો. તે તમને બોલાવે છે કે તમે તેમને માની લો અને તમારૂં જીવન તે પ્રમાણે બનાવી લો. તેનો આ સંદેશ જો તમે સ્વીકારશો તો તમારૂં પોતાનું પરિણામ સારૂં આવશે, નહીં તો જાતે જ ખરાબ પરિણામ જોશો.

**ચર્ચાના વિષયો :-**

આ પ્રસ્તાવના પછી નીચે દર્શાવેલા વિષયોની ચર્ચા આ એક વિશિષ્ટ ક્રમમાં સામે આવે છે :

(૧) એ દલીલો જે એકમાત્ર રબ (માલિક અને પાલનહાર) તથા આખિરતના જીવનની બાબતમાં એવા લોકોને બુદ્ધિ અને દિલનો સંતોષ આપી શકે છે જે જહાલત ભરેલા પૂર્વગ્રહમાં પડેલાં ન હોય તથા જેમને વાદવિવાદમાં હારજીતના બદલે મૂળ ચિંતા એ વાતની હોય કે પોતે દોષ કાઢવાથી તથા તેના ખરાબ પરિણામોથી બચે.

(૨) એ ગેરસમજો દૂર કરવી તથા એ ગફલતો સામે ચેતવવાં જે લોકોને તૌહીદ અને આખિરતની માન્યતાનો સ્વીકાર કરવામાં આડે આવી રહી હતી (તથા હંમેશાં આડે આવતી હોય છે).

(૩) એ શંકાઓ અને વાંધાઓનો જવાબ જે મુહમ્મદ સ.અ.વ.ની પયગમ્બરી તથા આપના લાવેલા સંદેશ વિષે ઊઠાવવામાં આવતા હતાં.

(૪) બીજા જીવનમાં જે કંઈ સામે આવવાનું છે તેની પેશગી ખબર જેથી માણસ તેનાથી સાવધ થઈને તેના આજના વર્તનને સુધારી લે તથા પાછળથી પસ્તાવવાનો વારો ન આવે.

(૫) આ વાત સામે ચેતવણી કે દુનિયાનું પ્રવર્તમાન જીવન હકીકતમાં એક પરીક્ષાનું જીવન છે અને આ પરીક્ષા માટે તમારી પાસે માત્ર એટલી જ મહેતલ છે જયાં સુધી તમે આ દુનિયામાં શ્વાસ લઈ રહ્યાં છો. આ સમયને જો તમે વેડફી નાખ્યો તથા નબીનું માર્ગદર્શન સ્વીકારીને પરીક્ષાની સફળતા માટે તૈયારી ન કરી તો પછીથી બીજી તક તમને મળવાની નથી. આ નબીનું આગમન તથા આ કુર્આન મારફતે તમને સચ્ચાઈનું જ્ઞાન પહોંચાડવું એ ઉત્તમ તથા એકમાત્ર તક છે જે તમને મળી રહી છે. આનો લાભ નહીં ઊઠાવો તો પછીના અનંત જીવનમાં હંમેશને માટે પસ્તાશો.

(૬) એ ખુલ્લી અંધશ્રદ્ધાના કામો અને ગુમરાહીઓ તરફ ઇશારો જે લોકોના જીવનમાં માત્ર એટલા જ કારણે જોવા મળતી હતી કે તેઓ ખુદાઈ માર્ગદર્શન વિના જીવી રહ્યા હતાં.

આના અનુસંધાનમાં નૂહ અ.સ.નો કિસ્સો સંક્ષિપ્તમાં અને મૂસા અ.સ.નો કિસ્સો સહેજ વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવ્યો છે જેના દ્વારા ચાર વાતો સમજાવવાનો આશય છે. પહેલી આ કે મુહમ્મદ સ.અ.વ.ની સાથે તમે લોકો જે વ્યવહાર કરી રહ્યાં છો તે એની સાથે મળતો આવે છે જે નૂહ અ.સ. અને મૂસા અ.સ.ની સાથે તમારા પુરોગામીઓ કરી ચૂકયાં છે અને વિશ્વાસ રાખો કે આ વ્યવહારનું જે પરિણામ તેમણે જોયું છે એ જ તમારે જોવું પડશે. બીજું આ કે મુહમ્મદ સ.અ.વ. અને તેમના સાથીઓને આજે જે લાચારી અને કમજોરીની હાલતમાં

તમે જોઈ રહ્યાં છો તેના ઉપરથી એમ ન માની લેતાં કે આ જ પરિસ્થિતિ હંમેશાં ચાલુ રહેશે. તમને ખબર નથી કે આ લોકોની હિમાયતમાં એ જ ખુદા છે જે મૂસા અ.સ. અને હારૂન અ.સ.ના ટેકામાં હતો તથા તે એવી રીતે શતરંજની બાજીને ઊલટાવી દે છે જેના સુધી કોઈની નજર પહોંચી શકતી નથી. ત્રીજું આ કે સુધરવા માટે જે મહેતલ ખુદા તમને આપી રહ્યો છે તેને જો તમે વેડફી નાખી અને પછી ફિરઔનની જેમ ખુદાની ઝપટમાં આવી ગયા પછી બરાબર છેલ્લી ઘડીએ તોબા કરી તો માફ કરવામાં આવશો નહીં. ચોથું આ કે જે લોકો મુહમ્મદ સ.અ.વ. ઉપર ઈમાન લાવ્યા હતાં તેઓ વિરોધી વાતાવરણની ભારે ઉગ્રતા તથા તેની સામે તેમની લાચારી જોઈને હતાશ ન થાય અને તેમને જાણ થાય કે આ પરિસ્થિતિમાં તેમણે કઈ રીતે વર્તવું જોઈએ. આ ઉપરાંત તેઓ આ વાતથી પણ ચેતી જાય કે જયારે અલ્લાહતઆલા પોતાની કૃપા વડે આમને આ પરિસ્થિતિમાંથી કાઢી દે ત્યારે તેઓ એ રસ્તા ઉપર ચાલવા ન લાગે જે બનીઇસ્રાઈલે મિસ્રમાંથી મુક્તિ મેળવ્યા પછી અપનાવ્યો હતો.

અંતમાં જાહેરાત કરવામાં આવી છે કે આ અકીદો અને આ માર્ગ છે જેની ઉપર ચાલવાનો અલ્લાહે તેના પયગમ્બરને હુકમ આપ્યો છે તેમાં સહેજેય સુધારો વધારો કરી શકાતો નથી, જે આને સ્વીકારશે તે પોતાનું ભલું કરશે અને જે આને છોડીને ખોટા રસ્તાઓમાં ભટકશે તે પોતાનું જ કંઈક બગાડશે.



| رُكُوْعَاتُهَا ١١ | سُوْرَةُ يُوْنُسَ مَكِّيَّةٌ | اٰيَاتُهَا ١٠٩ |
|---|---|---|
| રુકૂઅ : ૧૧ | સૂરઃ યૂનુસ મક્કી | આયતો : ૧૦૯ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓرٰ ۚ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْحَكِيْمِ ﴿١﴾ اَكَانَ لِلنَّاسِ عَجَبًا اَنْ اَوْحَيْنَآ اِلٰى رَجُلٍ مِّنْهُمْ اَنْ اَنْذِرِ النَّاسَ وَ بَشِّرِ الَّذِيْنَ اٰمَنُوْٓا اَنَّ لَهُمْ قَدَمَ صِدْقٍ عِنْدَ رَبِّهِمْ ؕ قَالَ الْكٰفِرُوْنَ اِنَّ هٰذَا لَسٰحِرٌ مُّبِيْنٌ ﴿٢﴾

**અલિફ લામ રા, આ એ ગ્રંથની આયતો છે જે ડહાપણ અને વિદ્વત્તાથી છલોછલ છે.[૧]**

**શું લોકો માટે આ કોઈ નવાઈની વાત થઈ ગઈ કે અમે ખુદ તેમની અંદરથી જ એક માણસને ઈશારો કર્યો કે (ગફલતમાં પડેલાં) લોકોને ડરાવી દે અને જે માની લે તેમને ખુશખબર આપી દે કે તેમના માટે તેમના માલિકની પાસે સાચો માન-મરતબો છે ?[૨] (શું આ એ જ વાત છે જેના માટે) ઈનકાર કરનારાઓએ કહ્યું કે આ માણસ તો ખુલ્લો જાદુગર છે.[૩]**

(૧) આ પ્રાસ્તાવિક વાકયમાં એક સૂક્ષ્મ ચેતવણી છૂપાયેલી છે. મૂર્ખ લોકો આ માની રહ્યા હતાં કે પયગમ્બર કુર્આનના નામે જે વાણી તેમને સંભળાવી રહ્યો છે તે ફકત જીભનો જાદુ છે, કાવ્યમય કલ્પનાનું ઉડ્ડયન છે અને જયોતિષીઓની જેમ થોડીક ઉપરની દુનિયાની વાતો છે. આની સામે આ લોકોને ચેતવવામાં આવી રહ્યાં છે કે તમે લોકો જે અનુમાન કરી રહ્યાં છો આ તે વસ્તુ નથી, આ તો ડહાપણવાળાના ગ્રંથની આયતો છે. આમની તરફ ધ્યાન નહીં આપો તો ડહાપણથી વંચિત રહી જશો.

(૨) એટલે કે આમાં વળી નવાઈની વાત શું છે ? મનુષ્યોને સાવધાન કરવા માટે મનુષ્યને નીમવામાં ન આવત તો શું ફરિશ્તા કે પછી જિન્નાત કે પશુને નીમવામાં આવત ? અને જો મનુષ્યો હકીકતથી ગાફેલ બનીને ખોટી રીતે જીવન જીવી રહ્યાં હોય ત્યારે નવાઈની વાત આ છે કે તેમનો સર્જનહાર અને પાલનહાર તેમને તેમની હાલત ઉપર છોડી દે અથવા આ કે તે તેમના માર્ગદર્શન માટે કોઈ વ્યવસ્થા કરે ? અને જો ખુદા તરફથી કોઈ માર્ગદર્શન આવે ત્યારે માન-મરતબો તેમનો હોવો જોઈએ જે તેને માની લે અથવા તેમના માટે જે તેને રદિયો આપી દે ? તેથી આશ્ચર્ય પામનારાઓએ તો વિચારવું જોઈએ કે આખરે એ વાત શું છે કે જેના માટે તેઓ આશ્ચર્ય વ્યકત રહ્યાં છે.

(૩) એટલે કે જાદુગરનો વ્યંગબાણ તો તેમણે તેની ઉપર છોડી દીધું પરંતુ આ ન વિચાર્યું કે તે તેને લાગુ પણ પડે છે કે કેમ ? માત્ર આટલી જ વાત કે કોઈ માણસ ઉચ્ચ દરજ્જાની વકતવ્યકળાનો ઉપયોગ કરીને દિલો અને દિમાગોને તાબે કરી રહ્યો છે, તેની ઉપર આ આક્ષેપ મૂકવા માટે તો પૂરતી ન હોઈ શકે કે તે જાદુવિદ્યા દેખાડી રહ્યો છે. ખરેખર જોવું તો આ જોઈએ કે આ વકતવ્યમાં તે શું કહે છે, કયા હેતુ માટે વકતવ્યશક્તિનો

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَ الْاَرْضَ فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ يُدَبِّرُ الْاَمْرَ ؕ مَا مِنْ شَفِيْعٍ اِلَّا مِنْۢ بَعْدِ اِذْنِهٖ ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ فَاعْبُدُوْهُ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿۳﴾

**હકીકત આ છે કે તમારો માલિક એ જ અલ્લાહ છે જેણે આકાશો અને ધરતીને છ દિવસમાં સર્જ્યાં, પછી રાજ્ય સિહાંસન ઉપર પ્રગટ થયો અને જગતની વ્યવસ્થા ચલાવી રહ્યો છે.[૪] કોઈ ભલામણ કરનાર નથી સિવાય કે તેની પરવાનગી પછી ભલામણ કરે,[૫] આ જ અલ્લાહ તમારો માલિક છે તેથી તમે તેની જ બંદગી કરો.[૬] પછી શું તમે ભાનમાં આવશો નહીં ?[૭]**

ઉપયોગ કરી રહ્યો છે, અને તેના પ્રવચન વડે ઈમાન લાવનારાઓના જીવન ઉપર જે અસરો પડી રહી છે તે કયા પ્રકારની છે. જે વકતા કોઈ ગેરકાયદેસર આશય માટે જાદુઈ વાણીશક્તિનો ઉપયોગ કરે છે તે તો એક મોંફાટ, નિરંકુશ અને બિનજવાબદાર વકતા હોય છે. સત્ય, સચ્ચાઈ અને ન્યાયથી મુકત બનીને તે એ દરેક વાત કહી નાખે છે જે માત્ર શ્રોતાઓને પ્રભાવિત કરી દે, ભલે પછી તે વાત પોતે ગમે તેટલી જૂઠ્ઠી, અતિશ્યોક્તિથી ભરેલી અને અન્યાયી હોય. તેની વાતોમાં ડહાપણને બદલે લોકોને ભરમાવવાની વૃત્તિ હોય છે. એક વ્યવસ્થિત વિચારધારાને બદલે ખામીઓ અને અસંગતતા હોય છે, સંતૂલનના બદલે અસતૂંલન હોય છે. તે તો માત્ર પોતાની ધાક બેસાડવા માટે વાકપટુતાનો ઉપયોગ કરે છે અથવા તો લોકોને લડાવી મારવા તેમજ એક જૂથને બીજા જૂથની સામે ઉશ્કેરવા માટે વકતવ્યકળાનો દારૂ પીવડાવે છે. તેની અસરથી લોકોમાં ન તો કોઈ નૈતિક ઉચ્ચતા પેદા થાય છે ન તો તેમના જીવનમાં કોઈ લાભદાયી ફેરફાર પ્રગટે છે, તેમજ તેમના જીવનમાં ન તો કોઈ નેક વિચારધારા અથવા સદ્કાર્યની સ્થિતિ પેદા થાય છે, બલકે લોકો પહેલાં કરતાં વધુ ખરાબ ગુણોનું પ્રદર્શન કરવા માંડે છે. પરંતુ અહીં તમે જોઈ રહ્યાં છો કે પયગમ્બર જે વાતો રજૂ કરી રહ્યો છે તેમાં ડહાપણ છે, સંતુલિત વિચારધારા છે, ખૂબ જ ઉચ્ચ કક્ષાનું સંતુલન છે તથા સત્ય અને સચ્ચાઈનું ચુસ્ત પાલન છે, એક એક શબ્દ માપસરનો અને એક એક વાત ત્રાજવાના તોલમાં પૂરી છે. તેના વકતવ્યમાં તમે લોકોની સુધારણા સિવાય બીજો કોઈ હેતુ દેખાડી શકતાં નથી. જે કંઈ તે કહે છે તેમાં તેનો પોતાનો વ્યક્તિગત કે કૌટુંબિક કે કોમી અથવા કોઈ સાંસારિક હિતનો એક અંશ પણ જોવા મળતો નથી. તે ફકત આ જ ઇચ્છે છે કે લોકો જે ગફલતમાં પડેલાં છે તેના દુષ્પરિણામો સામે તેમને સાવધ કરે અને તેમને એ રીતની તરફ બોલાવે જેમાં તેમનું પોતાનું ભલું છે. બીજું, તેના વકતવ્યથી જે અસરો ઊભી થઈ છે તે પણ જાદુગરોની અસરો કરતાં તદ્દન ભિન્ન છે. અહીં જેણે પણ તેની અસર સ્વીકારી છે તેનું જીવન સુધરી ગયું છે, તે પહેલાં કરતાં વધારે સારા નૈતિક ગુણો ધરાવનાર માણસ બની ગયો છે અને તેના સમગ્ર વર્તનમાં ભલાઈ દેખાવા માંડી છે. હવે તમે પોતે જ વિચારી લો, શું જાદુગરો આવી જ વાતો કરે છે અને તેમનો જાદુ આવાં જ પરિણામો દેખાડતો હોય છે ?

(૪) એટલે કે સર્જન કરીને તે નિષ્ક્રીય બની ગયો નહીં બલકે પોતાની સર્જેલી સૃષ્ટિના રાજ્યસિંહાસન ઉપર તે પોતે પ્રગટ થયો અને હવે સમગ્ર જગતની વ્યવસ્થાનું સંચાલન સક્રિય રીતે તેના જ હાથમાં છે. મૂર્ખ લોકો માને છે કે ખુદાએ સૃષ્ટિનું સર્જન કરીને આમ જ છોડી દીધી છે કે પોતે જે રીતે ઇચ્છે તેવી રીતે ચાલતી રહે, અથવા

إِلَيْهِ مَرْجِعُكُمْ جَمِيعًا ۖ وَعْدَ اللَّهِ حَقًّا ۚ إِنَّهُ يَبْدَأُ الْخَلْقَ ثُمَّ يُعِيدُهُ
لِيَجْزِيَ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ بِالْقِسْطِ ۚ وَالَّذِينَ كَفَرُوا
لَهُمْ شَرَابٌ مِنْ حَمِيمٍ وَعَذَابٌ أَلِيمٌ بِمَا كَانُوا يَكْفُرُونَ ④

**તેની જ તરફ તમારે સૌએ પાછા જવાનું છે,[૮] આ અલ્લાહનો પાક્કો વાયદો છે. નિઃશંક સર્જનનો આરંભ તે જ કરે છે, પછી તે જ પુનઃસર્જન કરશે,[૯] કે જેથી જે લોકો ઈમાન લાવ્યાં અને જેમણે સદ્કાર્યો કર્યાં તેમને પૂરા ન્યાય સાથે બદલો આપે, અને જેમણે કુફ્રનો માર્ગ અપનાવ્યો તેઓ ઊકળતું પાણી પીએ અને પીડાકારી સજા ભોગવે એ સત્યના ઈનકારના બદલામાં જે તેઓ કરતા રહ્યાં.[૧૦]**

બીજાંના હવાલે મૂકી દીધી છે કે તેઓ તેમાં જેમ ઈચ્છે તેમ ભોગવટો કરે. કુર્આન આનાથી ઊલટું આ હકીકત રજૂ કરે છે કે અલ્લાહતઆલા પોતાના સર્જનના આ સમગ્ર કાર્યસ્થળ ઉપર પોતે જ શાસન ચલાવી રહ્યો છે, બધી જ સત્તાઓ તેના પોતાના હાથમાં છે, સત્તાની સમગ્ર લગામ ઉપર તેનો પોતાનો કબજો છે, સૃષ્ટિના ખૂણેખૂણામાં હર પળે જે કંઈ થઈ રહ્યું છે તે સીધેસીધું તેના હુકમથી અથવા પરવાનગીથી થઈ રહ્યું છે. આ જગતની સાથે તેનો સંબંધ ફકત આટલો જ નથી કે તેણે કયારેક તેને અસ્તિત્વ આપેલું હતું, બલકે કાયમી ધોરણે તે જ તેનો સંચાલક અને વ્યવસ્થાપક છે, તેના ટકાવવાથી આ ટકેલું છે અને તેના જ સંચાલન કરવાથી આ ચાલી રહ્યું છે. (જુઓ સૂરઃ આ'રાફ નોંધ ક્રમાંક ૪૦,૪૧)

(૫) એટલે કે દુનિયાના સંચાલન અને વ્યવસ્થાપનમાં બીજા કોઈની દખલગીરીની વાત તો દૂર રહી કોઈ એટલો પણ અધિકાર ધરાવતો નથી કે ખુદાને ભલામણ કરીને તેનો કોઈ ફેંસલો બદલાવી નાખે અથવા કોઈનું ભાગ્ય બનાવડાવી દે અથવા ખરાબ કરાવડાવી દે. બહુ બહુ તો આટલું કરી શકે છે કે ખુદાને દુઆ કરે, પરંતુ તેની દુઆનું કબૂલ થવું કે ન થવું સંપૂર્ણપણે ખુદાની મરજી ઉપર અવલંબે છે. ખુદાની ખુદાઈમાં એટલો જોરાવર કોઈ નથી કે તેની વાત અમલી બનીને રહે અને તેની ભલામણ ટળી ન શકે અને તે સિંહાસનનો પાયો પકડીને બેસી જાય અને પોતાની વાત મનાવડાવીને જ રહે.

(૬) ઉપરના ત્રણ વાકયોમાં સર્વસ્વીકૃત હકીકતનું વર્ણન હતું કે હકીકતમાં ખુદા જ તમારો માલિક છે. હવે આ જણાવવામાં આવી રહ્યું છે કે આ સર્વસ્વીકૃત હકીકતની હાજરીમાં તમારું વર્તન કેવું હોવું જોઈએ. જયારે હકીકત આ છે કે માલિકીપણું સંપૂર્ણપણે ખુદાનું જ છે ત્યારે તેનો અનિવાર્ય તકાદો આ છે કે તમે ફકત તેની જ ઈબાદત કરો. બીજું, જેવી રીતે રબ શબ્દ ત્રણ અર્થોનો બનેલો છે, એટલે કે પાલનહાર, માલિક અને શાસક, આવી જ રીતે તેની સરખામણીમાં ઈબાદત શબ્દમાં પણ ત્રણ અર્થ સમાયેલાં છે. એટલે કે પૂજા-અર્ચના, ગુલામી અને આજ્ઞાપાલન.

ખુદાના એકમાત્ર પાલનહાર હોવાના લીધે ફરજિયાત થઈ જાય છે કે માનવી તેનો જ આભારી બને, તેની જ પાસે દુઆઓ માગે અને તેની જ સમક્ષ પ્રેમ અને આસ્થાપૂર્વક માથું ઝૂકાવે. આ ઈબાદતનો પહેલો અર્થ છે.

ખુદાના એકમાત્ર માલિક હોવાના લીધે અનિવાર્ય થઈ જાય છે કે માનવી તેનો બંદો અને ગુલામ બનીને

هُوَ الَّذِیْ جَعَلَ الشَّمْسَ ضِیَآءً وَّ الْقَمَرَ نُوْرًا وَّ قَدَّرَهٗ مَنَازِلَ
لِتَعْلَمُوْا عَدَدَ السِّنِیْنَ وَ الْحِسَابَ ؕ مَا خَلَقَ اللّٰهُ ذٰلِكَ اِلَّا بِالْحَقِّ ۚ
یُفَصِّلُ الْاٰیٰتِ لِقَوْمٍ یَّعْلَمُوْنَ ۝۵ اِنَّ فِی اخْتِلَافِ الَّیْلِ وَ النَّهَارِ
وَ مَا خَلَقَ اللّٰهُ فِی السَّمٰوٰتِ وَ الْاَرْضِ لَاٰیٰتٍ لِّقَوْمٍ یَّتَّقُوْنَ ۝۶

---

**તે જ છે જેણે સૂર્યને પ્રકાશિત બનાવ્યો અને ચંદ્રને ચમક આપી અને ચંદ્રની વધઘટની મજલો ચોકસાઈપૂર્વક નિશ્ચિત કરી દીધી કે જેથી તમે તેના વડે વર્ષો અને તારીખોનો હિસાબ જાણો. અલ્લાહે આ બધું (રમત તરીકે નહીં બલકે) હેતુપૂર્વક જ સર્જ્યું છે. તે તેની નિશાનીઓ ખુલાસાવાર રજૂ કરી રહ્યો છે એ લોકો માટે જે જ્ઞાન ધરાવે છે. નિઃશંક રાત અને દિવસની ફેરબદલીમાં અને એ દરેક વસ્તુમાં જે અલ્લાહે ધરતી અને આકાશોમાં સર્જી છે, નિશાનીઓ છે એ લોકો માટે જે (ગુણોને બદલે દોષ જોવાથી અને ખોટા રસ્તે ચાલવાથી) બચવા માગે છે.[૧૧]**

---

રહે, તેની સામે સ્વાયત્ત વલણ ન અપનાવે અને તેના સિવાય બીજા કોઈની પણ માનસિક અથવા સક્રિય ગુલામી સ્વીકારે નહીં. આ ઇબાદતનો બીજો અર્થ છે.

ખુદાના એકમાત્ર શાસક હોવાથી અનિવાર્ય થઈ જાય છે કે માનવી તેના આદેશનું પાલન કરે અને તેના કાયદાનું અનુસરણ કરે, ન તો પોતે પોતાનો હાકેમ બને અને ન તો તેના સિવાય બીજા કોઈની રાજ્યસત્તા સ્વીકારે. આ ઇબાદતનો ત્રીજો અર્થ છે.

(૭) એટલે કે જ્યારે આ હકીકત તમારી સામે સ્પષ્ટ કરી દેવામાં આવી છે અને તમને સ્પષ્ટપણે જણાવી દેવામાં આવ્યું છે કે આ હકીકત હોવાના કારણે તમારા માટે સાચી કાર્યપદ્ધતિ કઈ છે ત્યારે શું હવે પણ તમારી આંખો ખુલશે નહીં અને એ જ ગેરસમજોમાં પડયાં રહેશો જેના કારણે તમારા જીવનનું સમગ્ર વલણ અત્યાર સુધી હકીકતની વિરૂદ્ધ રહ્યું છે ?

(૮) આ નબી સ.અ.વ.ના શિક્ષણનો બીજો મૂળભૂત સિદ્ધાંત છે. પહેલો મૂળભૂત સિદ્ધાંત આ છે કે તમારો માલિક માત્ર અલ્લાહ છે એટલા માટે તેની જ ઇબાદત કરો. અને બીજો મૂળભૂત સિદ્ધાંત આ છે કે તમારે આ દુનિયામાંથી પાછા જઈને તમારા માલિકને હિસાબ આપવાનો છે.

(૯) આ કથન દાવો અને દલીલ બન્નેનું મિશ્રણ છે. દાવો આ છે કે ખુદા બીજી વખત માનવીને પેદા કરશે અને તેના માટે દલીલ આ આપવામાં આવી છે કે તેણે જ પહેલી વખત માનવીને પેદા કર્યો. જે માણસ આ સ્વીકારતો હોય કે ખુદાએ સર્જનની શરૂઆત કરી છે (અને આનાથી એ નાસ્તિકો કે જે ફક્ત પાદરીઓના ધર્મથી ભાગવા માટે સર્જકવિહીન સર્જન જેવી મુર્ખામીભરી વિચારધારાને અપનાવી લેવા માટે તૈયાર થઈ ગયાં તેમના સિવાય બીજો કોણ ઇનકાર કરી શકે છે) તે આ વાતને અશકય અથવા સમજથી પર ઠરાવી શકતો નથી કે એ જ ખુદા ફરીથી સર્જનનું પુનરાવર્તન કરશે.

(૧૦) આ એ જરૂરિયાત છે જેના કારણે અલ્લાહતઆલા માનવીને બીજી વખત પેદા કરશે. ઉપર જે દલીલ આપવામાં આવી તે આ વાત સાબિત કરવા માટે પૂરતી હતી કે સર્જનનું પુનરાવર્તન શકય છે અને તેને અશકય માનવું યોગ્ય નથી. હવે આ જણાવવામાં આવી રહ્યું છે કે સર્જનનું આ પુનરાવર્તન તર્ક અને ન્યાયની દૃષ્ટિએ આવશ્યક છે અને આ આવશ્યકતા બીજીવારના સર્જન સિવાય બીજી કોઈ રીતે પૂરી થઈ શકે તેમ નથી. ખુદાને પોતાનો એકમાત્ર માલિક માનીને જે લોકો બંદગીનો સાચો રસ્તો અપનાવે તેઓ આના હક્કદાર છે કે તેમને તેમની આ સાચી કાર્યશૈલીનો પૂરો બદલો મળે અને જે લોકો હકીકતનો ઈનકાર કરીને તેની વિરૂદ્ધ જીવન જીવે તેઓ પણ હકકદાર છે કે તેઓ તેમની આ ગેરવ્યાજબી કાર્યશૈલીનું ખરાબ પરિણામ જુએ. આ જરૂરત જો વર્તમાન જગતના જીવનમાં પૂરી ન થઈ રહી હોય (અને દરેક માણસ કે જે દુરાગ્રહી નથી તે જાણે છે કે નથી થઈ રહી) તો તેને પૂરી કરવા માટે નિઃશંક બીજીવારનું જીવન અનિવાર્ય છે. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ આ'રાફ નોંધ ક્રમાંક ૩૦, સૂરઃ હૂદ નોંધ ક્રમાંક ૧૦૫).

(૧૧) આ આખિરતની માન્યતાની ત્રીજી દલીલ છે. સૃષ્ટિજગતમાં અલ્લાહતઅલાના જે કામો ચારેય તરફ દેખાઈ રહ્યાં છે, જેમની મોટી મોટી નિશાનીઓ સૂર્ય અને ચંદ્ર, અને રાત અને દિવસના ભ્રમણના રૂપમાં દરેક માણસની સામે હાજર છે, આમાંથી આ વાતનો ખૂબ જ સ્પષ્ટ પુરાવો મળે છે કે આ ભવ્ય દુનિયાનો સર્જનહાર કોઈ બાળક નથી જેણે ફકત રમવા ખાતર આ બધું જ બનાવ્યું હોય અને પછી મન ભરાઈ જતાં આમ જ આ ઘરને તોડી ફોડી નાખે. સ્પષ્ટપણે દેખાય રહ્યું છે કે તેના દરેક કામમાં વ્યવસ્થા છે, ડહાપણ છે, નીતિઓ છે, અને કણેકણના સર્જનમાં એક ઊંડો હેતુ રહેલો છે. પછી જ્યારે તે હિકમતવાળો છે અને હિકમતના ચિહ્નો અને નિશાનીઓ તમારી સામે ખુલ્લી મોજૂદ છે, ત્યારે તેની પાસેથી તમે કેવી રીતે આ અપેક્ષા રાખો છો કે તે મનુષ્યને બુદ્ધિ અને નૈતિક સભાનતા અને જવાબદારી અને ભોગવટાની સ્વતંત્ર સત્તાઓ એનાયત કર્યા પછી તેની જીવનની કારકિર્દીનો હિસાબ કયારેય લેશે નહીં અને બૌદ્ધિક તથા નૈતિકની જવાબદારીના આધારે બદલા અને સજાની જે જરૂરિયાત અનિવાર્ય રીતે જન્મે છે તેને અમસ્તાં જ લટકતી છોડી દેશે.

આ રીતે આ આયતોમાં આખિરતની માન્યતા રજૂ કરવાની સાથે તેની ત્રણ દલીલો બરબર તર્કબદ્ધ ક્રમમાં આપવામાં આવી છેઃ

પહેલી આ કે બીજું જીવન શકય છે કારણ કે પહેલા જીવનની શકયતા હકીકતના રૂપમાં મોજૂદ છે

બીજી આ કે બીજા જીવનની જરૂર છે, કેમ કે વર્તમાન જીવનમાં મનુષ્ય પોતાની નૈતિક જવાબદારી સાચી કે ખોટી રીતે અદા કરે છે અને તેમાંથી સજા અને બદલાની જે જરૂરત પેદા થાય છે તેના કારણે બુદ્ધિ અને ન્યાયનો તકાદો આ જ છે કે બીજું એક જીવન હોય જેમાં દરેક માણસ તેના નૈતિક વલણનું એ પરિણામ જુએ જેનો તે હક્કદાર છે.

ત્રીજી આ કે જ્યારે બુદ્ધિ અને ન્યાયની રૂએ બીજા જીવનની જરૂર છે ત્યારે આ જરૂરિયાત નિઃશંકપણે પૂરી કરવામાં આવશે, કેમ કે મનુષ્ય અને સૃષ્ટિનો સર્જક ડહાપણવાળો છે અને ડહાપણવાળા પાસે આ અપેક્ષા કરી શકાય નહીં કે ડહાપણ અને ન્યાય જે વસ્તુનો તકાદો કરતાં હોય તેને તે અસ્તિત્વમાં લાવવાથી બાજ રહી જાય.

ધ્યાનથી જોવામાં આવે તો જણાશે કે મૃત્યુ પછીના જીવનને દલીલો વડે સાબિત કરવા માટે આ જ ત્રણ દલીલો શકય છે અને આ જ પૂરતી પણ છે. આ દલીલો પછી જો કોઈ વસ્તુની કસર રહી જતી હોય તો તે ફકત આ છે કે મનુષ્યને આંખો વડે દેખાડી દેવામાં આવે કે જે વસ્તુ શકય છે, જેના અસ્તિત્વમાં આવવાની જરૂર પણ છે, અને જેને અસ્તિત્વમાં લાવવી ખુદાના ડહાપણનો તકાદો પણ છે, તે જો આ તારી સામે મોજૂદ છે. પરંતુ આ કસર કોઈ પણ રીતે વર્તમાન દુનિયાના જીવનમાં પૂરી કરવામાં આવશે નહીં, કારણ કે જોઈને ઈમાન લાવવું કોઈ અર્થ ધરાવતું નથી. અલ્લાહતઆલા માનવીની જે પરીક્ષા લેવા માગે છે તે તો છે જ આ કે અનુભવ અને દર્શનથી પર

اِنَّ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا وَ رَضُوْا بِالْحَيٰوةِ الدُّنْيَا وَ
اطْمَاَنُّوْا بِهَا وَ الَّذِيْنَ هُمْ عَنْ اٰيٰتِنَا غٰفِلُوْنَ ۙ﴿۷﴾ اُولٰٓئِكَ
مَاْوٰىهُمُ النَّارُ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿۸﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَ

**હકીકતમાં જે લોકો અમારી સાથે મુલાકાતની અપેક્ષા રાખતાં નથી અને દુનિયાના જીવન ઉપર જ રાજી અને સંતુષ્ટ થઈ ગયાં છે, અને જે લોકો અમારી નિશાનીઓ તરફથી ગાફેલ છે, તેમનું આખરી ઠેકાણું જહન્નમ હશે એ બૂરાં કામોના બદલામાં જેની કમાણી તેઓ (તેમની આ ખોટી માન્યતાઓ અને ખોટી વર્તનશૈલીના કારણે) કરતા રહ્યાં.[૧૨]**

**અને આ પણ હકીકત છે કે જે લોકો ઈમાન લાવ્યાં (એટલે કે જેમણે એ સત્યોનો સ્વીકાર કરી લીધો જે આ**

---

હકીકતોને શુદ્ધ વિચારધારા અને સાચી દલીલો વડે માને છે કે નહીં.

આના અનુસંધાનમાં બીજો એક મહત્ત્વનો વિષય પણ વર્ણવી દેવામાં આવ્યો છે જે ઊંડો વિચાર માગી લે છે. કહ્યું કે ''અલ્લાહ પોતાની નિશાનીઓને ખોલી ખોલીને રજૂ કરી રહ્યો છે એ લોકો માટે જે જ્ઞાન ધરાવે છે'' અને ''અલ્લાહની પેદા કરવામાં આવેલી દરેક વસ્તુમાં નિશાનીઓ છે એ લોકો માટે જે ગુણોના બદલે દોષ જોવાથી બચવા માગે છે.'' આનો અર્થ આ છે કે અલ્લાહતઆલાએ અત્યંત ડહાપણપૂર્વક જીવનના દશ્યોમાં ચારેય તરફ નિશાનીઓ ફેલાવી રાખી છે જે દશ્યોની પાછળ છૂપાયેલી હકીકતો તરફ સ્પષ્ટપણે ઈશારો કરી રહી છે. પરંતુ આ નિશાનીઓ વડે હકીકત તરફ ફક્ત એ જ લોકો પહોંચી શકે છે જેમની અંદર આ બે ગુણો હોયઃ

એક આ કે તેઓ અંધશ્રદ્ધાપ્રેરિત પૂર્વગ્રહોથી મુક્ત થઈને જ્ઞાન મેળવવાના એ સાધનોનો ઉપયોગ કરે જે અલ્લાહે મનુષ્યને આપ્યાં છે.

બીજું આ કે તેમની અંદર પોતાનામાં આ ઇચ્છા રહેલી હોય કે ખોટું કરવાથી બચે અને સાચો માર્ગ અખત્યાર કરે.

(૧૨) અહીં ફરીથી દાવો કરવાની સાથે સાથે તેની દલીલ પણ ઈશારામાં જણાવી દેવામાં આવી છે. દાવો આ છે કે આખિરતની માન્યતાનો ઈનકારનું અનિવાર્ય અને નક્કી પરિણામ જહન્નમ છે અને દલીલ આ છે કે આ અકીદાનો ઈનકાર અથવા આ અકીદાથી ગાફેલ બનીને માનવી એ બૂરાઈઓ કમાય છે જેની સજા જહન્નમ સિવાય બીજી કોઈ હોઈ શકે નહીં. આ એક હકીકત છે અને હજારો વર્ષોનો માનવીના વર્તનનો અનુભવ આના માટે સાક્ષી છે. જે લોકો ખુદાની સામે પોતાની જાતને ઉત્તરદાયી અને જવાબદાર માનતાં નથી, જે આ વાતથી ડરતાં નથી કે તેમણે છેવટે ખુદાને પોતાના સમગ્ર જીવનની કારકિર્દીની હિસાબ આપવાનો છે, જે આ ધારણા કરીને કામ કરે છે કે જીવન માત્ર આ જ દુનિયાનું જીવન છે, જેમની નજીક સફળતા અને નિષ્ફળતાનું માપદંડ ફક્ત આ છે કે આ દુનિયામાં માણસે કેટલા પ્રમાણમાં સમૃદ્ધિ, વૈભવ, એશઆરામ, ખ્યાતિ અને શક્તિ પ્રાપ્ત કર્યાં અને જે તેના આ જ ભૌતિકવાદી ખ્યાલોના કારણે અલ્લાહની આયતોને ધ્યાન આપવાને લાયક માનતાં

નથી, તેમનું સમગ્ર જીવન મિથ્યા બની રહે છે. તેઓ દુનિયામાં નિરંકુશ ઊંટની જેમ જીવન ગુજારે છે, અત્યંત ખરાબ નીતિમત્તા અને ગુણો કમાય છે, ખુદાની ધરતીને જોરજુલમ અને ઝઘડાં-ફસાદ તથા અપરાધોથી ભરી દે છે, અને આના લીધે જહન્નમના હક્કદાર બની જાય છે.

આ આખિરતની માન્યતા માટે એક અલગ પ્રકારની દલીલ છે. પહેલી ત્રણ દલીલો તાર્કિક પ્રકારની દલીલો હતી, અને આ અનુભવ પ્રકારની દલીલ છે. અહીં આને ફકત ઈશારામાં વર્ણવવામાં આવી છે પરંતુ કુર્આનમાં અલગ અલગ પ્રસંગોએ આપણને આની વિગતો મળે છે. આ દલીલનો ટૂંકસાર આ છે કે માનવીનું વ્યક્તિગત વલણ તેમજ માનવીય જૂથોનું સામાજિક વલણ ત્યાં સુધી યોગ્ય હોઈ શકે નહીં જયાં સુધી આ સભાનતા અને આ વિશ્વાસ માનવીય ચારિત્ર્યના પાયામાં ઊતરેલાં ન હોય કે અમારે ખુદાની સામે અમારા કર્મોનો હિસાબ આપવાનો છે. હવે વિચારવાનું આ છે કે આવું શા માટે છે ? શું કારણ છે કે આ સભાનતા અને વિશ્વાસ ગુમ થતાં કે નબળાં પડતાં જ, માનવીય ચારિત્ર્યનું ગાડું બૂરાઈના રસ્તા ઉપર ચાલવા માંડે છે. જો આખિરતની માન્યતા સર્વસંમત હકીકત ન હોત અને તેનો ઈનકાર હકીકતથી વિરૂદ્ધ ન હોત તો શકય ન હતું કે આ એકરાર અને ઈનકારના આ પરિણામો અનિવાર્યપણે સતત રીતે આપણા અનુભવમાં આવત. એક જ વસ્તુમાંથી સતત રીતે સાચા પરિણામોનું આવવું અને તેના અભાવમાં પરિણામોનું હંમેશાં ખોટું પડવું આ વાતનો નક્કર પુરાવો છે કે તે વસ્તુ પોતે જ સાચી છે.

આના જવાબમાં ઘણી વખત આ દલીલ રજૂ કરવામાં આવે છે કે આખિરતનો ઈનકાર કરનારા ઘણા લોકો એવાં છે જેમની નૈતિકતાની ફિલસૂફી અને કાર્ય કરવાના નિયમો નર્યા ભૌતિકવાદ ઉપર આધારિત છે, આમ છતાં પણ તેઓ ઘણું સારું એવું શુદ્ધ ચારિત્ર્ય ધરાવે છે અને તેમના હાથે જોરજુલમ અને ઝઘડાં-ફસાદ થતાં નથી બલકે તેઓ તેમના મામલાઓમાં સદાચારી અને માનવજાતિના સેવકો હોય છે. પરંતુ આ દલીલની નબળાઈ થોડી જ વારમાં જાહેર થઈ જાય છે. બધી જ ભૌતિકવાદી અધર્મી ફિલસૂફીઓ અને વિચારધારાઓની ચકાસણી કરી જોઈએ. કયાંય એ નૈતિક સદ્‌ગુણો અને વ્યવહારુ સદકાર્યો માટે કોઈ આધાર તમને મળશે નહીં કે જેનો શ્રેય આ ''સદાચારી'' નાસ્તિકોને આપવામાં આવે છે. કોઈ તાર્કિક દલીલ વડે આ સાબિત કરી શકાય તેમ નથી કે આ અધર્મી ફિલસૂફીઓમાં સત્યનિષ્ઠા, પ્રમાણિકતા, ઈમાનદારી, વચનપાલન, ન્યાય, દયા, ઉદારતા, બલિદાનની ભાવના, હમદર્દી, આત્મસંયમ, શીલવાનતા સત્યપ્રિયતા અને ફરજોની અદાયગી માટેના ચાલકબળો છે. ખુદા અને આખિરતની અવગણના કરી દીધા પછી નીતિમત્તા માટે જો કોઈ વ્યવહારૂ વ્યવસ્થા ઊભી થઈ શકતી હોય તો તે માત્ર ઉપયોગિતા (Utilitarianism)ના આધારો ઉપર જ ઊભી થઈ શકે છે. બાકીની બધી જ નૈતિક ફિલસૂફીઓ ફકત ધારણા આધારિત અને પુસ્તકીય છે, નહીં કે વ્યવહારૂ. અને ઉપયોગિતા જે નૈતિકતાનું સર્જન કરે છે તેને ભલે ગમે તેટલી વિસ્તારવામાં આવે છતાં તે આનાથી આગળ જતી નથી કે માણસ એ કામ કરે જેનો કોઈ લાભ આ દુનિયામાં તેની પોતાની તરફ અથવા એ સમાજની તરફ કે જેની સાથે તે સંબંધ ધરાવે છે, પાછો આવવાની અપેક્ષા હોય. આ એ વસ્તુ છે જે ફાયદાની અપેક્ષા અને નુકસાનના ભયના આધારે માનવી પાસે સત્ય અને જૂઠ, પ્રમાણિકતા અને અપ્રમાણિકતા, ઈમાનદારી અને બેઈમાની, વફાદારી અને ગદ્દારી, ન્યાય અને અન્યાય, એટલે કે દરેક સદ્‌કાર્ય અને તેનાથી વિરૂદ્ધના કૃત્યનું આચરણ સંજોગો પ્રમાણે કરાવી શકે છે. આ નૈતિકતાનો ઉત્તમ નમૂનો વર્તમાન સમયની અંગ્રેજ પ્રજા છે જેને ઘણી વખત આ વાતના ઉદાહરણ રૂપે રજૂ કરવામાં આવે છે કે જીવનની ભૌતિકવાદી વિચારધારા ધરાવવા છતાં તેમજ આખિરતના ખ્યાલથી મુકત હોવા છતાં આ પ્રજાના લોકો સામાન્ય રીતે બીજા લોકોની સરખામણીમાં વધુ સાચા, ઈમાનદાર, વચનનું પાલન કરનારાં, ન્યાયપ્રિય અને વ્યવહારમાં ભરોસાને પાત્ર છે. પરંતુ હકીકત આ છે કે ફાયદાકારક નીતિમત્તાના બિનટકાઊ હોવાનો સૌથી વધુ સ્પષ્ટ અમલી પુરાવો આપણને આ જ કોમના

عَمِلُوا الصّٰلِحٰتِ يَهْدِيْهِمْ رَبُّهُمْ بِاِيْمَانِهِمْ ۚ تَجْرِيْ مِنْ
تَحْتِهِمُ الْاَنْهٰرُ فِيْ جَنّٰتِ النَّعِيْمِ ﴿٩﴾ دَعْوٰىهُمْ فِيْهَا سُبْحٰنَكَ
اللّٰهُمَّ وَتَحِيَّتُهُمْ فِيْهَا سَلٰمٌ ۚ وَاٰخِرُ دَعْوٰىهُمْ اَنِ الْحَمْدُ لِلّٰهِ

**ગ્રંથમાં રજૂ કરવામાં આવ્યાં છે) અને સદ્કાર્યો કરતા રહ્યાં તેમને તેમનો માલિક તેમના ઈમાનના કારણે સીધા રસ્તે ચલાવશે, નિયામતોથી ભરપૂર જન્નતોમાં તેમની નીચે નદીઓ વહેશે[૧૩] ત્યાં તેમનો સાદ આ હશે કે ''પાક છે તું હે અલ્લાહ,'' તેમની દુઆ આ હશે કે ''સલામતી થાઓ'' અને તેમની દરેક વાતનું સમાપન આની ઉપર થશે કે ''સર્વ પ્રશંસા અલ્લાહ**

ચારિત્ર્યમાં જોવા મળે છે. જો હકીકતમાં અંગ્રેજોમાં સચ્ચાઈ, ન્યાયપ્રિયતા, સત્યનિષ્ઠા અને વચનપાલનના ગુણો આ વિશ્વાસ અને માન્યતા ઉપર આધારિત હોત કે આ ગુણો જાતે જ સનાતન નૈતિક ગુણો છે તો પછી આ કેવી રીતે બન્યું હોત કે દરેક અંગ્રેજ તેના વ્યક્તિગત ચારિત્ર્યમાં તો આ ગુણો ધારણ કરતો હોત પરંતુ સમસ્ત પ્રજા ભેગી મળીને જેમને તેમના પ્રતિનિધિ અને તેમની સામાજિક બાબતોના નેતા બનાવે છે તેઓ તેનું રાજ્ય અને આંતરરાષ્ટ્રીય મામલાઓ ચલાવવામાં જાહેરમાં જૂઠ, વચનભંગ, જુલમ, અન્યાય અને અપ્રમાણિકતાનો ઉપયોગ કરત અને સમસ્ત પ્રજાનો વિશ્વાસ તેમને મળતો રહેત ? શું આ વસ્તુ આ વાતનો સ્પષ્ટ પુરાવો નથી કે આ લોકો સનાતન નૈતિક મૂલ્યોમાં માનતાં નથી બલકે દુનિયાના લાભોની દૃષ્ટિએ એક સાથે બે વિરોધાભાસી નૈતિક વલણો અપનાવે છે અને અમલ કરી શકે છે ?

આમ છતાં જો કોઈ ખુદાનો અને અખિરતનો ઈનકાર કરનાર હકીકતમાં દુનિયામાં એવો મોજૂદ છે જે હંમેશાં કેટલીક નેકીઓનો પાબંદ અને કેટલીક બૂરાઈઓથી દૂર છે તો હકીકતમાં તેની આ નેકી અને પરેજી તેની ભૌતિકવાદી જીવનની વિચારધારાનું પરિણામ નથી બલકે એ ધાર્મિક અસરોનું પરિણામ છે જે સભાનતા વિના તેના મનની અંદર મોજૂદ છે. તેની નૈતિક મૂડી ધર્મમાંથી ચોરેલી છે અને તેને તે ગેરવ્યાજબી રીતે અધાર્મિકતામાં ઉપયોગ કરી રહ્યો છે. કેમ કે તે તેના અધાર્મિકતા અને ભૌતિકવાદના ખજાનામાં આ મૂડીના સ્રોતનો ઉલ્લેખ હરગિજ કરી શકતો નથી.

(૧૩) આ વાકય ઉપર ઉપરછલ્લી નજર નાખીને આગળ વધી ન જશો. આના વિષયનો ક્રમ ઊંડો વિચાર માગી લે છેઃ

આ લોકોને આખિરતના જીવનમાં જન્નત શા માટે મળશે ? — એટલા માટે કે તેઓ દુનિયામાં જીવનમાં સીધા રસ્તા ઉપર ચાલ્યાં. દરેક કામમાં, જીવનના દરેક ક્ષેત્રમાં, દરેક અંગત અને સામાજિક મામલામાં તેમણે સાચી રીત અપનાવી અને ખોટી રીતોને છોડી દીધી.

આ લોકોને જીવનના દરેકે દરેક વળાંકે અને દરેક બે રસ્તા ઉપર સાચા અને ખોટા, સત્ય અને અસત્ય, યોગ્ય અને અયોગ્યનો વિવેક કેવી રીતે પ્રાપ્ત થયો ? અને પછી આ વિવેક પ્રમાણે સીધા રસ્તે મજબૂતાઈપૂર્વક ચાલવાની તથા અવળા રસ્તે જવાથી બચવાની શક્તિ તેમને કયાંથી મળી ? — તેમના માલિક તરફથી કેમ કે તે




رَبِّ الْعٰلَمِيْنَ ۝۱۰ وَ لَوْ يُعَجِّلُ اللّٰهُ لِلنَّاسِ الشَّرَّ اسْتِعْجَالَهُمْ

**તમામ જગતના માલિકના જ માટે છે.''[૧૪] (રુકૂઅ ૧)**

**જો ક્યાંક[૧૫] અલ્લાહ લોકોની સાથે ખરાબ મામલો કરવામાં પણ એટલી જ ઉતાવળ કરત જેટલી તેઓ દુનિયાની ભલાઈ**

જ જ્ઞાનના માર્ગદર્શન અને આચરણની અનુકૂળતાઓનો મૂળ સ્ત્રોત છે.

તેમનો માલિક તેમને આ માર્ગદર્શન અને આ અનુકૂળતા શા માટે આપતો રહ્યો ? — તેમના ઈમાનના કારણે.

આ પરિણામો જે ઉપર દર્શાવ્યાં છે તે કયા ઈમાનના પરિણામ છે ? — એ ઈમાનના નહીં જે ફક્ત માની લેવાના અર્થમાં હોય પરંતુ એ ઈમાનના પરિણામ છે જે ચારિત્ર્યનો આત્મા બની જાય અને જેની તાકાત વડે નીતિમત્તા અને આચરણમાં ભલાઈ પ્રગટ થવા માંડે. તમારા શારીરિક જીવનમાં તમે પોતે જુઓ છો કે જીવનનું ટકવું, સ્વાસ્થ્ય, કાર્યશક્તિ અને જીવનના આનંદની પ્રાપ્તિ યોગ્ય પ્રકારના ખોરાક ઉપર અવલંબે છે. પરંતુ આ પરિણામો એ ખોરાકના નથી હોતાં જે માત્ર ખાઈ લેવાના અર્થમાં હોય, પરંતુ એ ખોરાકના હોય છે જે પચીને લોહી બને અને નસેનસમાં પહોંચીને શરીરના દરેક ભાગને એ શક્તિ પૂરી પાડે જેનાથી તે પોતાના ભાગની કામગીરી યોગ્ય રીતે કરવા માંડે. બરાબર આવી જ રીતે નૈતિક જીવનમાં પણ માર્ગદર્શનનું મળવું સાચી દૃષ્ટિ, સચ્ચાઈ માર્ગે ચાલવું તથા છેવટે સફળતાની પ્રાપ્તિ સાચી માન્યતાઓ ઉપર અવલંબે છે, પરંતુ આ પરિણામો એ માન્યતાઓનાં નથી જે ફક્ત મૌખિક હોય અથવા દિલ અને દિમાગના કોઈ ખૂણામાં નકામી પડી હોય, બલકે એ માન્યતાઓનાં છે જે મનમાં ઊતરીને વિચારશૈલી અને પ્રકૃતિનો સ્વભાવ તથા મિજાજ બની જાય, અને ચારિત્ર્ય તથા જીવનની તરાહના રૂપમાં પ્રગટ થાય. ખુદાના કુદરતી કાનૂનમાં એ માણસ કે જે ખાધા પછી પણ ન ખાનારની જેમ રહે એ ઇનામોને પાત્ર બનતો નથી જે ખાઈને પચાવનાર માટે રાખવામાં આવ્યાં છે. પછી શા માટે અપેક્ષા રાખવામાં આવે કે તેના નૈતિક કાનૂનમાં એ માણસ જે માનીને ન માનનારની જેમ રહે તે એ ઇનામોને પાત્ર બની શકે જે માનીને સત્કર્મ બનનાર માટે રાખવામાં આવ્યાં છે?

(૧૪) અહીં નાજુક રીતે આ જણાવવામાં આવ્યું છે કે દુનિયાના પરીક્ષાખંડમાંથી સફળ થઈને નીકળ્યા પછી તથા નિયામતોથી ભરપૂર જન્નતોમાં પહોંચી ગયા પછી આ નહીં થાય કે આ લોકો બસ ત્યાં પહોંચતાંની સાથે જ એશઆરામની વસ્તુઓ ઉપર ભૂખ્યાંની જેમ તૂટી પડશે અને ચારેય તરફ આ અવાજ આવતાં હશે કે લાવો હૂર, લાવો શરાબ અને સંગીત શરૂ કરો જેમ કે જન્નતનું નામ સાંભળતાં જ કેટલાક કમઅક્કલ લોકોના મગજમાં તેનું ચિત્ર ઊભું થવા માંડે છે. બલકે હકીકતમાં સત્કર્મી ઈમાનવાળા લોકો દુનિયામાં ઊંચી વિચારસરણીઓ તથા ઉમદા નૈતિક મૂલ્યો ઉપર અમલ કરીને, પોતાની લાગણીઓને શણગારીને, પોતાની ઇચ્છાઓને સુધારીને, પોતાના ચારિત્ર્યને શુદ્ધ બનાવીને, જે પ્રકારના ઉત્તમ વ્યક્તિત્વો તેમની અંદર પેદા કરશે તેઓ જ દુનિયાના વાતાવરણથી અલગ, જન્નતના પવિત્રતમ વાતાવરણમાં વધારે સુંદર બનીને બહાર આવશે અને તેમના એ જ ગુણો, જે તેમણે દુનિયામાં વિકસાવ્યા હતાં, ત્યાં તેમની પૂરી શાન સાથે તેમના ચારિત્ર્યોમાં પ્રગટ થશે. તેમનો સૌથી પ્રિય કામ એ જ અલ્લાહની પ્રસંશા અને પવિત્રતાનું ગાન હશે જેનાથી તેઓ દુનિયામાં પરિચિત હતાં, અને તેમના સમાજમાં એ જ પરસ્પર એકબીજા માટે સલામતીની ભાવના વ્યક્ત કરવાની લાગણી હશે જેને દુનિયામાં તેમણે તેમના સામાજિક વ્યવહારનો આત્મા બનાવેલી હતી.

بِالْخَيْرِ لَقُضِىَ اِلَيْهِمْ اَجَلُهُمْ ؕ فَنَذَرُ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا
فِىْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿۱۱﴾ وَ اِذَا مَسَّ الْاِنْسَانَ الضُّرُّ دَعَانَا
لِجَنْۢبِهٖۤ اَوْ قَاعِدًا اَوْ قَآئِمًا ۚ فَلَمَّا كَشَفْنَا عَنْهُ ضُرَّهٗ مَرَّ
كَاَنْ لَّمْ يَدْعُنَاۤ اِلٰى ضُرٍّ مَّسَّهٗ ؕ كَذٰلِكَ زُيِّنَ لِلْمُسْرِفِيْنَ
مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۲﴾ وَ لَقَدْ اَهْلَكْنَا الْقُرُوْنَ مِنْ قَبْلِكُمْ

**માગવામાં ઉતાવળ કરે છે તો તેમની કર્મ કરવાની મહેતલ ક્યારનીય સમાપ્ત કરી દેવામાં આવી હોત. (પરંતુ અમારી આ રીત નથી) તેથી અમે એ લોકોને જે અમારી મુલાકાતની અપેક્ષા રાખતાં નથી તેમના વિદ્રોહમાં ભટકવા માટે છૂટ આપી દઈએ છીએ. મનુષ્યની સ્થિતિ આ છે કે જ્યારે તેની ઉપર કોઈ સખત સમય આવે છે ત્યારે ઊભા અને બેઠાં અને સૂતાં અમને પોકારે છે, પરંતુ જ્યારે અમે તેની મુસીબત ટાળી દઈએ છીએ ત્યારે એવી રીતે અભિમાનમાં આવી જાય છે કે જાણે તેણે ક્યારેય તેના કોઈ ખરાબ સમયે અમને પોકાર્યા જ ન હતાં. આવી રીતે હદથી વધી જનારાંઓ માટે તેમના કરતૂકો આકર્ષક બનાવી દેવામાં આવ્યાં છે. લોકો, તમારી પહેલાંની કોમોને[૧૬] (જે પોતપોતાના જમાનામાં ઉન્નતિના શિખર ઉપર હતી) અમે નષ્ટ કરી દીધી**

(૧૫) ઉપરોક્ત પ્રાસ્તાવિક કથનો પછી હવે શિખામણ અને સમજાવટનું વકતવ્ય શરૂ થાય છે. આ વકતવ્યને વાંચતા પહેલાં તેની પૃષ્ઠભૂમિ વિષે બે વાતો ધ્યાનમાં રહેવી જોઈએ :

પહેલી, આ પ્રવચનના થોડા સમય પહેલાં એ લાંબો અને આફતોથી ભરેલો દુષ્કાળ પૂરો થયો હતો જેની પીડાથી મકકાના લોકો ચિત્કારી ઊઠ્યા હતાં. આ દુષ્કાળના સમયમાં કુરૈશના આગેવાનોની અકકડ ગરદનો સાવ નમી ગઈ હતી. દુઆઓ માગતા અને આજીજીઓ કરતા હતાં. મૂર્તિપૂજામાં ઘટાડો થઈ ગયો હતો, એક ખુદા તરફ વળવાનું વલણ વધી ગયું હતું અને વાત એટલે સુધી પહોંચી હતી કે આખરે અબૂ સુફયાને આવીને નબી સ.અ.વ.ને વિનંતી કરી કે આપ ખુદા સમક્ષ આ આફતને ટાળવા માટે દુઆ કરો. પરંતુ જયારે દુષ્કાળ દૂર થઈ ગયો, વરસાદ પડવા લાગ્યો અને ખુશહાલીનો જમાનો આવ્યો ત્યારે આ લોકોનો એ જ વિદ્રોહ તથા બૂરાં કામો તેમજ સત્યદીનની વિરૂદ્ધની એ જ પ્રવૃત્તિઓ ફરીથી શરૂ થઈ ગઈ અને જે દિલો ખુદાની તરફ વળવા લાગ્યા હતાં તે ફરીથી તેમની અગાઉની ગફલતોમાં ડૂબી ગયાં. (જુઓ સૂરઃ નહ્લ આયત ૧૧૩, સૂરઃ અલમુ'મિનૂન આયતો ૭૫ થી ૭૭, સૂરઃ દુખાન આયતો ૧૦ થી ૧૬).

બીજી, નબી સ.અ.વ. જયારે પણ આ લોકોને સત્યનો ઈનકાર કરવાના અંજામથી ડરાવતા હતાં ત્યારે આ લોકો જવાબમાં આ જ કહેતા હતાં કે તમે જે ખુદાઈ આફતની ધમકીઓ આપો છો તે આવી કેમ નથી જતી ? તેના આવવામાં વિલંબ શા માટે થઈ રહ્યો છે ?

لَمَّا ظَلَمُوْا ۙ وَ جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ وَمَا كَانُوْا لِيُؤْمِنُوْا ؕ
كَذٰلِكَ نَجْزِي الْقَوْمَ الْمُجْرِمِيْنَ ﴿۱۳﴾ ثُمَّ جَعَلْنٰكُمْ خَلٰٓئِفَ فِي الْاَرْضِ
مِنْۢ بَعْدِهِمْ لِنَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ ﴿۱۴﴾ وَ اِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيَاتُنَا
بَيِّنٰتٍ ۙ قَالَ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا ائْتِ بِقُرْاٰنٍ غَيْرِ هٰذَآ
اَوْ بَدِّلْهُ ؕ قُلْ مَا يَكُوْنُ لِيْٓ اَنْ اُبَدِّلَهٗ مِنْ تِلْقَآئِ نَفْسِيْ ۚ اِنْ اَتَّبِعُ

---

**જ્યારે તેમણે જુલમનો માર્ગ અપનાવ્યો[૧૭] અને તેમના પયગમ્બરો તેમની પાસે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યાં અને તેઓ ઈમાન લાવ્યાં જ નહીં. આવી રીતે અમે ગુનેગારોને તેમના ગુનાઓનો બદલો આપતાં હોઈએ છીએ. હવે તેમના પછી અમે તમને ધરતીમાં તેમની જગ્યા આપી છે કે જેથી જોઈએ કે તમે કેવાં કામ કરો છો.[૧૮]**

**જ્યારે તેમને અમારી સ્પષ્ટ વાતો સંભળાવવામાં આવે છે ત્યારે એ લોકો જે અમારી સાથે મુલાકાતની અપેક્ષા રાખતાં નથી, કહે છે કે "આના બદલે બીજો કોઈ કુર્આન લાવો અથવા આમાં થોડો ફેરફાર કરો.[૧૯] હે મુહમ્મદ, આમને કહો "મારું આ કામ નથી કે મારા તરફથી આમાં કોઈ ફેરફાર કરી નાખું. હું તો માત્ર એ વહીનો અનુયાયી છું જે મારી પાસે**

---

આની સામે કહેવામાં આવી રહ્યું છે કે ખુદા લોકો ઉપર દયા અને કૃપા કરવામાં જેટલી ઉતાવળ કરે છે તેટલી ઉતાવળ તેમને સજા આપવામાં અને ગુનાઓ બદલ ઝડપી લેવામાં નથી કરતો. તમે ઇચ્છો છો કે જેવી રીતે તેણે તમારી દુઆઓ સાંભળીને દુષ્કાળની આફત ઝડપથી દૂર કરી દીધી એવી જ રીતે તે તમારા પડકારો સાંભળીને અને તમારી વિદ્રોહપૂર્ણ પ્રવૃત્તિઓ જોઈને આફત પણ તરત જ મોકલી દે. પરંતુ ખુદાની રીત આ નથી. લોકો ભલે ગમે તેટલાં વિદ્રોહી કૃત્યો કર્યે જાય, તે તેમને ઝડપી લેતાં પહેલાં સુધરી જવાની તક આપે છે. સતત ચેતવણીઓ મોકલતો રહે છે અને ઢીલી દોરી આપતો રહે છે, એટલે સુધી કે જ્યારે છૂટછાટની સીમા આવી જાય છે ત્યારે કર્મના બદલાનો નિયમ લાગુ કરવામાં આવે છે. આ તો છે ખુદાની રીત. અને આનાથી ઊલટું નાસમજ લોકોની રીત આ છે જે તમે અપનાવી કે જ્યારે આફત આવી ત્યારે ખુદા યાદ આવવા માંડ્યો, ગળગળા થઈ ગયાં અને આજીજીઓ કરવા માંડ્યાં, અને જેવો રાહતનો જમાનો આવ્યો કે બધું જ ભૂલી ગયાં. આ જ એ લક્ષણો છે જેના વડે કોમો પોતાને અલ્લાહની આફતને પાત્ર બનાવે છે.

(૧૬) આયતમાં قرن કર્ન શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ સામાન્ય રીતે અરબી ભાષામાં એક "યુગના લોકો" થાય છે, પરંતુ કુર્આનમજીદમાં જે રીતે જુદા જુદા પ્રસંગોએ આ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેના ઉપરથી લાગે છે કે قرن નો મતલબ એ કોમ છે જે પોતાના યુગમાં ખૂબ જ ઉન્નતિના શિખરે હોય

اِلَّا مَا يُوْحٰٓى اِلَيَّ ۚ اِنِّيْٓ اَخَافُ اِنْ عَصَيْتُ رَبِّيْ عَذَابَ يَوْمٍ
عَظِيْمٍ ﴿١٥﴾ قُلْ لَّوْ شَآءَ اللّٰهُ مَا تَلَوْتُهٗ عَلَيْكُمْ وَلَآ اَدْرٰىكُمْ بِهٖ ۖ
فَقَدْ لَبِثْتُ فِيْكُمْ عُمُرًا مِّنْ قَبْلِهٖ ۭ اَفَلَا تَعْقِلُوْنَ ﴿١٦﴾ فَمَنْ

**મોકલવામાં આવે છે. જો હું મારા માલિકની નાફરમાની કરું તો મને એક ભારે ભયાનક દિવસની સજાનો ડર છે''[૨૦] અને કહો ''જો અલ્લાહની ઈચ્છા આ જ હોત તો હું આ કુર્આન તમને કદાપિ સંભળાવત નહીં અને અલ્લાહ તમને આની ખબર સુદ્ધાં ન આપત. છેવટે આ પહેલાં હું આખી જિંદગી તમારી વચ્ચે પસાર કરી ગયો છું, શું તમે બુદ્ધિ ચલાવતાં નથી?[૨૧] પછી તેના**

તથા સંપૂર્ણ રીતે અથવા મહદંશે દુનિયાના નેતૃત્વ ઉપર બિરાજતી રહી હોય. આવી કોમનો વિનાશ ફકત આ જ અર્થ ધરાવતો નથી કે તેની પેઢીને સંપૂર્ણપણે નષ્ટ જ કરી દેવામાં આવે, બલકે તેને ઉન્નતિ અને નેતૃત્વના સ્થાન ઉપરથી પાડી દેવી, તેની સંસ્કૃતિ અને સભ્યતાનો નાશ થઈ જવો, તેના વ્યકિતત્વનું ખતમ થઈ જવું અને તેના ભાગોનું ટૂકડે ટૂકડાં થઈને બીજી કોમોમાં ખોવાઈ જવું, આ પણ વિનાશનું જ એક રૂપ છે.

(૧૭) આ ظلم ઝુલ્મ શબ્દ એ મર્યાદિત અર્થોમાં નથી જે સામાન્ય રીતે સમજવામાં આવે છે, પરંતુ આ એ તમામ ગુનાઓના આવરી લે છે જે મનુષ્ય બંદગીની સીમાઓને ઓળંગીને કરે છે. (સમજૂતી માટે જુઓ સૂરઃ બકરહ નોં.ક્ર. ૪૯)

(૧૮) ધ્યાનમાં રહે કે સંબોધન અરબસ્તાનના લોકોને કરવામાં આવી રહ્યું છે. અને તેમને કહેવામાં આવી રહ્યું છે કે પુરોગામી કોમોને પોતપોતાના જમાનામાં કામ કરવાની તક આપવામાં આવી હતી, પરંતુ તેમણે છેવટે અન્યાય અને વિદ્રોહનો માર્ગ અપનાવ્યો અને જે નબીઓ તેમને સીધો રસ્તો દેખાડવા માટે મોકલવામાં આવ્યા હતાં તેમની વાત તેમણે ન માની એટલા માટે તે અમારી પરીક્ષામાં નિષ્ફળ નીવડી અને મેદાનમાંથી દૂર કરી દેવામાં આવી. હવે હે આરબો, તમારો વારો આવ્યો છે. તમને તેમની જગ્યાએ કામ કરવાની તક આપવામાં આવે છે, તમે એ પરીક્ષાસ્થળમાં ઊભાં છો જેમાંથી તમારા પુરોગામીઓને નિષ્ફળ જવાથી કાઢી મૂકવામાં આવેલાં છે. જો તમે ઈચ્છતા ન હોવ કે તમારો પણ એ જ અંજામ આવે જે તેમનો આવ્યો તો આ તક જે તમને આપવામાં આવી રહી છે, તેનો સાચો ફાયદો ઊઠાવો. પુરોગામી કોમોના ઈતિહાસમાંથી પદાર્થપાઠ લો અને એ ભૂલોનું પુનરાવર્તન ન કરો જે તેમના વિનાશનું કારણ બની.

(૧૯) તેમનું આ કથન પહેલાં તો એ ધારણા ઉપર આધારિત હતું કે મુહમ્મદ સ.અ.વ. જે કંઈ પ્રસ્તુત કરી રહ્યાં છે તે ખુદા તરફથી નથી પરંતુ તે તેમના મગજની ઉપજ છે અને તેને ખુદાના નામે ચઢાવીને તેમણે ફકત એટલા માટે પ્રસ્તુત કર્યું છે કે તેમની વાતનું વજન વધી જાય. બીજું, તેમનો આશય આ હતો કે તમે તૌહીદ અને આખિરત અને નૈતિક બંધનોની ચર્ચા શા માટે શરૂ કરી, જો માર્ગદર્શન આપવા માટે જ આવ્યાં હોવ તો કોઈ એવી વસ્તુ રજૂ કરો જેનાથી લોકોનું ભલું થાય અને તેમની દુનિયા બનતી દેખાય. આમ છતાં જો તમે તમારા આ સંદેશને સહેજેય બદલવા માગતા ન હોવ તો ઓછામાં ઓછી તેમાં આટલી લચક તો પેદા કરો કે અમારી અને તમારી વચ્ચે થોડું ઘણું સમાધાન કરી શકે. થોડુંક અમે તમારું માનીએ, થોડુંક તમે અમારું માની લો. તમારી

તૌહીદમાં થોડુંક અમારા શિર્ક માટે, તમારી ખુદાપરસ્તીમાં થોડુંક અમારા સ્વાર્થ અને દુનિયાના હિતો માટે તથા આખિરતની માન્યતામાં થોડીક અમારી આ આશાઓ માટે પણ ગુંજાશ હોવી જોઈએ કે દુનિયામાં અમે જેમ ઇચ્છીએ તેમ કરતાં રહીએ, આખિરતમાં કોઈને કોઈ રીતે અમારી મુક્તિ જરૂર થઈ જાય. બીજું, તમારા આ ચોકક્સ અને પાકા નૈતિક સિદ્ધાંતો અમારા માટે સ્વીકારવાને લાયક નથી. આમાં થોડી અમારા પૂર્વગ્રહો માટે, થોડી અમારા રીતરિવાજો માટે, થોડી અમારા વ્યક્તિગત અને કોમી હિતો માટે, અને થોડી અમારી મનની ઇચ્છાઓ માટે પણ જગ્યા નીકળવી જોઈએ. એવું ન થઈ શકે કે દીનના તકાદાઓનું એક વ્યાજબી ક્ષેત્ર અમારી અને તમારી વચ્ચે રાજીખુશીથી નકકી થઈ જાય અને તેમાં આપણે ખુદાનો હકક અદા કરી દઈએ. આના પછી અમને છૂટાં મૂકી દેવામાં આવે કે જે રીતે અમે અમારી દુનિયાનું કામ ચલાવવા માગીએ, ચલાવીએ. પરંતુ તમે આ તો ભારે કરી રહ્યાં છો કે તમામ જીવનને તથા બધાં જ મામલાઓને તૌહીદ અને આખિરતની માન્યતા તેમજ શરીઅતના કાનૂનમાં જકડી દેવા માગો છો.

(૨૦) આ ઉપરની બન્ને વાતોનો જવાબ છે. આમાં એ પણ કહી દેવામાં આવ્યું કે હું આ પુસ્તકનો લેખક નથી બલકે આ પુસ્તક વહી મારફતે મારી પાસે આવ્યું છે જેમાં કોઈ ફેરફાર કરવાનો મને અધિકાર નથી. અને આ પણ કે આ મામલામાં સમાધાનની કોઈ શકયતા નથી, સ્વીકારવું હોય તો આ સમગ્ર દીનને જેમ છે તેમ સ્વીકારો, નહીં તો આખા દીનને રદ કરી દો.

(૨૧) આ એક બહુ ભારે દલીલ છે તેમના આ વિચારના ખંડન માટે કે મુહમ્મદ સ.અ.વ. કુર્આનને પોતે પોતાના મનથી ઘડીને ખુદાના નામે ચઢાવી રહ્યાં છે અને મુહમ્મદ સ.અ.વ.ના આ દાવાના ટેકામાં કે તેઓ પોતે આ કુર્આનના લેખક નથી બલકે આ ખુદા તરફથી વહી મારફતે તેમની ઉપર ઊતરી રહ્યો છે. બીજું, તમામ દલીલો આમ જોઈએ તો પ્રમાણમાં દૂરની વસ્તુ હતી, પરંતુ મુહમ્મદ સ.અ.વ.નું જીવન તો એ લોકોની સામેની વસ્તુ હતી. નબી સ.અ.વ.એ પયગમ્બરી મળતાં પહેલાં પૂરાં ૪૦ વર્ષ તેમની વચ્ચે પસાર કર્યા હતાં. તેમના શહેરમાં જન્મ્યાં, તેમની આંખોની સામે તેમનું બાળપણ વીત્યું, યુવાન થયાં, પ્રૌઢાવસ્થાએ પહોંચ્યાં. રહેણીકરણી, હળવું-મળવું, લેવડ-દેવડ, લગ્ન, આમ બધાં જ પ્રકારનો સામાજિક સંબંધ તેમની સાથે હતો અને આપના જીવનનું કોઈ પાસું તેમનાથી છૂપાયેલું ન હતું. આવી ઓળખીતી અને જોયેલી વસ્તુ કરતાં વધુ ખુલ્લી સાક્ષી બીજી કઈ હોઈ શકત.

આપના જીવનમાં બે વસ્તુઓ સ્પષ્ટપણે જાહેર હતી જેમને મક્કાના લોકોમાંથી એકેએક માણસ જાણતો હતો.

એક, નબૂવ્વત પહેલાંના ૪૦ વર્ષના જીવનમાં આપે ન તો કોઈ એવું શિક્ષણ, તાલીમ અને સંગત મેળવી જેનાથી આપને એ માહિતીઓ મળી હોત જેના ઝરણાં એકાએક નબૂવ્વતના દાવાની સાથે જ આપની જીભમાંથી ફૂટવા માંડ્યાં. આ અગાઉ કયારેય આપ આ પ્રશ્નોમાં રસ લેતાં, આ વિષયો ઉપર ચર્ચા કરતાં અને આ વિચારોને વ્યકત કરતાં જોવામાં આવ્યાં નહીં જે હવે કુર્આનની આ એક પછી એક સૂરઃ ઓમાં ચર્ચા હેઠળ આવી રહ્યા હતાં. હદ તો આ છે કે આ સમગ્ર ૪૦ વર્ષના ગાળા દરમ્યાન કયારેય આપના કોઈ જિગરી દોસ્ત અને કોઈ નજીકમાં નજીકના સગાએ પણ આપની વાતો અને આપની પ્રવૃત્તિઓમાં કોઈ એવી વસ્તુ અનુભવી નહીં કે જેને આ ભવ્ય અને શાનદાર સંદેશની પ્રસ્તાવના કહી શકાતી હોય જે આપે અચાનક ૪૦ વર્ષની ઉંમરે પહોંચીને આપવા માંડી. આ વાત આનો સ્પષ્ટ પુરાવો હતી કે કુર્આન આપના પોતાના મગજની ઉપજ નથી, બલકે બહારથી આપની અંદર આવેલી વસ્તુ છે. કેમકે માનવનું મગજ તેની ઉંમરના કોઈ પણ તબકકામાં એવી કોઈ વસ્તુ રજૂ કરી શકતું નથી જેના વિકાસ અને ઘડતરના સ્પષ્ટ ચિહ્નો તેની અગાઉના તબકકાઓમાં જોવામાં આવતાં ન હોય. એટલા જ માટે મક્કાના કેટલાક ચાલાક લોકોએ જયારે પોતે અનુભવી લીધું કે કુર્આનને આપના દિમાગની ઉપજ ઠરાવવી સ્પષ્ટપણે એક ખોટો દોષારોપણ છે ત્યારે છેવટે તેમણે આ કહેવા માંડયું કે

اَظۡلَمُ مِمَّنِ افۡتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوۡ كَذَّبَ بِاٰيٰتِهٖ ؕ اِنَّهٗ لَا يُفۡلِحُ الۡمُجۡرِمُوۡنَ ﴿۱۷﴾

**કરતાં વધારે જાલિમ કોણ હશે જે એક જૂઠ્ઠી વાત ઘડીને અલ્લાહના નામે ચઢાવે અથવા અલ્લાહની સાચી આયતોને ખોટી ઠેરવે.[૨૨] નિઃશંક ગુનેગારો ક્યારેય સફળતા પામી શકતાં નથી.''[૨૩]**

બીજો કોઈ માણસ છે જે મુહમ્મદને આ વાતો શિખવાડી દે છે. પરંતુ આ બીજી વાત પહેલી વાત કરતાં પણ વધારે ખોટી હતી કેમ કે મક્કા તો ઠીક પણ સમગ્ર અરબસ્તાનમાં કોઈ પણ આવી કાબેલિયત ધરાવતો માણસ ન હતો જેને ચીંધીને કહી દેવામાં આવત કે આ કલામનો લેખક છે કે હોઈ શકે છે. આવી કાબેલિયત ધરાવતો માણસ કોઈ પણ સમાજમાં કેવી રીતે છૂપો રહી શકે છે?

બીજી વાત કે જે આપના પાછલા જીવનમાં એકદમ સ્પષ્ટપણે દેખાતી હતી તે આ હતી કે જૂઠ, ફરેબ, બનાવટ, ચાલાકી અને તે પ્રકારના બીજા ગુણોમાંથી કોઈનો અંશમાત્ર આપના ચારિત્ર્યમાં જોવા મળતો ન હતો. સમગ્ર સમાજમાં એક માણસ એવો ન હતો કે જે એમ કહી શકે કે આ ૪૦ વર્ષના એકધારા સમાજજીવનમાં આપની પાસેથી કોઈ આવા ગુણનો અનુભવ તેને થયો છે. આનાથી ઊલટું જે જે લોકોને પણ આપની સાથે વ્યવહાર કરવો પડયો હતો તે આપને એક અત્યંત સત્યવાન, નિષ્કલંક અને ભરોસાપાત્ર (અમીન) માણસના રૂપમાં જ જાણતા હતાં. નબૂવ્વતના પાંચ જ વર્ષ પહેલાં કા'બાના બાંધકામના અનુસંધાનમાં એ પ્રખ્યાત કિસ્સો બની ગયેલો હતો જેમાં હજરેઅસ્વદને બેસાડવાના મામલામાં કુરૈશના વિવિધ કુટુંબો ઝઘડી પડયા હતાં અને પછી અંદરોઅંદર નકકી થયું હતું કે કાલે સવારે જે પહેલો માણસ હરમમાં પ્રવેશ કરશે તેને પંચ માની લેવામાં આવશે. બીજા દિવસે એ માણસ મુહમ્મદ સ.અ.વ. હતાં જે ત્યાં દાખલ થયાં આપને જોતાં જ બધાં લોકો બોલી ઊઠયાં هٰذا الامين رضينا هٰذا محمد ﷺ ''આ એકદમ સત્યવાદી માણસ છે. અમે આના માટે રાજી છીએ. આ તો મુહમ્મદ છે.'' આવી રીતે આપને નબી નીમતાં પહેલાં અલ્લાહતઆલા સમગ્ર કુરૈશ કબીલા પાસેથી ભરસભામાં આપના ''અમીન'' હોવાની સાક્ષી લઈ ચૂકયો હતો. હવે આ અનુમાન કરવા માટે શું ગુંજાશ હતી કે જે માણસે જીવનભર કયારેય પોતાના નાનામાં નાના મામલામાં પણ જૂઠ, બનાવટ અને દગો કર્યો ન હતો તે અચાનક જ આવું મોટું જૂઠ અને આવી મોટી બનાવટ અને ફરેબ લઈને ઊભો થયો કે પોતાના મગજથી અમુક વાતો ઘડી કાઢી અને તેમને પૂરા બળ તથા મક્કમતા સાથે ખુદાના નામે કહેવા લાગ્યો.

આ જ કારણસર અલ્લાહતઆલા નબી સ.અ.વ.ને કહે છે કે આમના આ બેહૂદા આક્ષેપોના જવાબમાં આમને કહો કે, ખુદાના બંદાઓ, અકકલનો તો ઉપયોગ કરો, હું કોઈ બહારથી આવેલો અજાણ્યો માણસ નથી, તમારી વચ્ચે આ અગાઉ આખું જીવન ગુજારી ચૂકયો છું, મારા પૂર્વના જીવનને જોતાં તમે કેવી રીતે મારી પાસેથી આવી અપેક્ષા રાખી શકો છો કે હું ખુદાના શિક્ષણ અને તેના હુકમ વિના આ કુર્આન તમારી સમક્ષ રજૂ કરી શકતો હતો. (વધુ સમજૂતી માટે, સૂરઃ કસસ, નોંધ ક્રમાંક ૧૦૯).

(૨૨) એટલે કે જો આ આયતો ખુદાની નથી અને હું પોતે લખીને આમને અલ્લાહની આયતોના રૂપમાં રજૂ કરી રહ્યો છું તો મારા કરતાં મોટો જુલમી કોઈ નથી. અને જો ખરેખર આ આયતો અલ્લાહની આયતો છે અને તમે તેમનો ઇનકાર કરી રહ્યાં છો તો પછી તમારાથી મોટો પણ કોઈ જાલિમ નથી.

(૨૩) કેટલાક મૂર્ખ લોકો فلاح ફલાહ શબ્દને લાંબુ આયુષ્ય, અથવા સાંસારિક સુખાકારી અથવા સાંસારિક પ્રગતિના અર્થમાં લે છે અને પછી આ આયતમાંથી એવું તારણ કાઢવા માગે છે કે જે માણસ નબૂવ્વતનો દાવો કરીને જીવતો રહે, અથવા દુનિયામાં સુખ-સમૃદ્ધિ પામે, અથવા તેનો સંદેશ પ્રગતિ કરે, તેને જ સાચો નબી

وَ يَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَضُرُّهُمْ وَ لَا يَنْفَعُهُمْ وَ يَقُوْلُوْنَ

**આ લોકો અલ્લાહને છોડીને એમની પૂજા કરી રહ્યાં છે જે તેમને ન તો નુકસાન પહોંચાડી શકે છે ન તો નફો, અને કહે છે કે**

માની લેવો જોઈએ કેમ કે તેણે સફળતા મેળવી. જો તે નબી સાચો ન હોત તો ખોટો દાવો કરતાંની સાથે જ મારી નાખવામાં આવ્યો હોત અથવા ભૂખ્યો મારી નાખવામાં આવ્યો હોત, અને દુનિયામાં તેની વાત ચાલી જ ન શકત. પરંતુ આ મૂર્ખામીભરી દલીલ ફક્ત એ જ માણસ કરી શકે છે જે કુર્આનના શબ્દપ્રયોગ فلاح નો અર્થ જાણતો ન હોય, ન તો મહેતલના એ કાનૂનથી વાકેફ હોય જે કુર્આન અનુસાર અલ્લાહતઆલાએ અપરાધીઓ માટે નકકી કરેલી છે, તથા આ પણ સમજતો ન હોય કે આ પ્રવચનના સંદર્ભમાં આ કથન કયા અર્થમાં કહેવામાં આવ્યું છે.

સૌ પ્રથમ તો આ વાત જોઈએ કે ''ગુનેગારો સફળતા પામી શકતાં નથી'' તે આ સંદર્ભમાં કહેવામાં આવી જ નથી કે આ નબૂવ્વતના દાવાને ચકાસવાનું કોઈ માપદંડ છે જેના વડે લોકો ચકાસણી કરીને જાતે નિર્ણય કરી લે કે જે નબૂવ્વતનો દાવેદાર 'ફલાહ' (સફળતા) પામી રહ્યો હોય તેના દાવાને માને અને જે સફળતા પામી રહ્યો ન હોય તેનો ઈનકાર કરી દે બલકે અહીં તો આ વાત આ અર્થમાં કહેવામાં આવી છે કે ''હું ખાત્રીપૂર્વક જાણું છું કે ગુનેગારોને સફળતા મળી શકતી નથી, એટલા માટે હું પોતે તો આ ગુનો કરી શકું નહીં કે નબૂવ્વતનો ખોટો દાવો કરૂં, અલબત્ત તમારા વિષે મને ખાત્રી છે કે તમે સાચા નબીને ખોટો ઠરાવવાનો ગુનો કરી રહ્યાં છો એટલા માટે તમને સફળતા મળશે નહીં''.

બીજું, ''ફલાહ'' શબ્દ પણ કુર્આનમાં દુનિયાની સફળતાના મર્યાદિત અર્થમાં આવ્યો નથી બલકે આનો અર્થ એ કાયમી સફળતા છે જે કોઈ નુકસાનમાં પરિણમવાની ન હોય, ભલે પછી દુનિયાના જીવનના આ આરંભિક તબકકામાં તેની અંદર સફળતાનું કોઈ પાસું હોય કે ન હોય. શકય છે કે અજ્ઞાન તરફ બોલાવનાર દુનિયામાં ખૂબ મજેથી જીવે, ખૂબ સમૃદ્ધિ પામે અને તેની ગુમરાહી ખૂબ વિકાસ પામે, પરંતુ તે કુર્આનના શબ્દપ્રયોગ મુજબ સફળતા નથી બલકે સ્પષ્ટ નુકસાન છે. અને આ પણ શકય છે કે સત્ય તરફ બોલાવનાર કોઈ માણસ દુનિયામાં ભારે મુસીબતોમાં સપડાઈ જાય, મુસીબતોના જોરથી કમજોર પડીને અથવા અત્યાચારીઓના જોર-જુલમનો શિકાર બનીને દુનિયામાંથી જલ્દી જ વિદાય થઈ જાય અને કોઈ તેને માને જ નહીં, આમ છતાં કુર્આનની ભાષામાં આ નુકસાન નથી બલકે ચોખ્ખી સફળતા છે.

આ ઉપરાંત કુર્આનમાં આ વાત ઠેરઠેર પૂરી સ્પષ્ટતા સાથે કહેવામાં આવી છે કે અલ્લાહતઆલા અપરાધીઓને પકડવામાં ઉતાવળ કરતો નથી બલકે તેમને સુધરી જવા માટે પૂરતી મહેતલ આપે છે, અને જ્યારે તે એ મહેતલનો ગેરકાયદેસર લાભ ઊઠાવીને હજી વધારે બગડે છે ત્યારે અલ્લાહ તરફથી તેમને ઢીલ આપવામાં આવે છે અને ઘણી વખત તેમને નિયામતો વડે નવાજવામાં આવે છે કે જેથી તેઓ તેમના મનની છૂપાયેલી તમામ બૂરાઈઓને પૂરી રીતે બહાર લઈ આવે અને તેમના કર્મોના કારણે એ સજાને પાત્ર બની જાય જેના તેઓ તેમના ખરાબ ગુણોના કારણે હકીકતમાં હકકદાર છે. પછી જો કોઈ જૂઠ્ઠા દાવેદારને ઢીલ આપવામાં આવી રહી હોય તથા તેની ઉપર દુનિયાની ''સફળતા''નો વરસાદ વરસી રહ્યો હોય ત્યારે એ ભારે ભૂલ હશે જો તેની આ સ્થિતિને તેના માર્ગદર્શન ઉપર હોવા માટેની દલીલ માનવામાં આવે. ખુદાનો મહેતલ અને તબકકાઓનો કાનૂન જેવી રીતે બધાં જ ગુનેગારો માટે સામાન્ય છે એવી જ રીતે નબૂવ્વતના જૂઠ્ઠા દાવેદારો માટે પણ છે અને તેમના આમાંથી બાકાત હોવાની કોઈ દલીલ નથી. બીજું, શેતાનને કયામત સુધીના સમય માટે જે મહેતલ

هَٰٓؤُلَآءِ شُفَعَٰٓؤُنَا عِندَ ٱللَّهِۚ قُلْ أَتُنَبِّـُٔونَ ٱللَّهَ بِمَا لَا يَعْلَمُ
فِى ٱلسَّمَٰوَٰتِ وَلَا فِى ٱلْأَرْضِۚ سُبْحَٰنَهُۥ وَتَعَٰلَىٰ عَمَّا يُشْرِكُونَ ﴿١٨﴾
وَمَا كَانَ ٱلنَّاسُ إِلَّآ أُمَّةً وَٰحِدَةً فَٱخْتَلَفُوا۟ۚ وَلَوْلَا كَلِمَةٌ
سَبَقَتْ مِن رَّبِّكَ لَقُضِىَ بَيْنَهُمْ فِيمَا فِيهِ يَخْتَلِفُونَ ﴿١٩﴾

**આ અલ્લાહને ત્યાં અમારા ભલામણકર્તા છે. હે નબી, આમને કહો ''શું તમે અલ્લાહને એ વાતની ખબર આપો છો જેને તે ન તો આકાશોમાં જાણે છે ન તો ધરતીમાં ?''[૨૪] તે પાક છે અને પર છે એ શિર્કથી જે આ લોકો કરે છે.**

**આરંભમાં તમામ મનુષ્યો એક જ સમુદાય હતાં, પાછળથી તેમણે વિવિધ અકીદા અને પંથ બનાવી લીધાં,[૨૫] અને જો તારા માલિક તરફથી પહેલાંથી જ એક વાત નક્કી કરી લેવામાં આવી ન હોત તો જે વસ્તુમાં તેઓ પરસ્પર મતભેદ કરે છે તેનો ફેંસલો કરી દેવામાં આવ્યો હોત.[૨૬]**

અલ્લાહતઆલાએ આપી છે તેમાં પણ કોઈ અપવાદનો ઉલ્લેખ નથી કે તારા બીજા બધાં ફરેબ તો ચાલવા દેવામાં આવે પરંતુ જો તું તારા તરફથી કોઈ નબીને ઊભો કરશે તો આ ફરેબ ચાલવા દેવામાં આવશે નહીં.

શકય છે કે કોઈ માણસ અમારી આ વાતના જવાબમાં એ આયત રજૂ કરે જે સૂરઃ અલહાકકાની આયતો ૪૪ થી ૪૭ માં કહેવામાં આવી છે કે وَلَوْ تَقَوَّلَ عَلَيْنَا بَعْضَ ٱلْأَقَاوِيلِ ﴿٤٤﴾ لَأَخَذْنَا مِنْهُ بِٱلْيَمِينِ ﴿٤٥﴾ ثُمَّ لَقَطَعْنَا مِنْهُ ٱلْوَتِينَ ﴿٤٦﴾ ''એટલે કે જો મુહમ્મદ (સ.અ.વ.)એ જાતે ઘડીને કોઈ વાત અમારા નામે કહી હોત તો અમે તેનો હાથ પકડી લેત અને તેની ધોરી નસ કાપી નાખત.'' પરંતુ આ આયતમાં જે વાત કહેવામાં આવી છે તે તો આ છે કે જે માણસ હકીકતમાં ખુદા તરફથી નબી નિમાયો હોય તે જો જૂઠ્ઠી વાત ઘડી કાઢીને વહીના નામે રજૂ કરે તો તરત જ પકડાઈ જાય. આના ઉપરથી આ દલીલ કરવી કે જે નબૂવ્વતનો દાવેદાર પકડાઈ રહ્યો નથી તે જરૂર સાચો છે તે એક તાર્કિક ભૂલ સિવાય કંઈ નથી. ખુદાના મહેતલ અને તબકકાઓના કાનૂનમાં જે અપવાદ આ આયત દ્વારા સાબિત થઈ રહ્યો છે તે ફકત સાચા નબી માટે છે. આના ઉપરથી આ તારણ નીકળતું નથી કે જે માણસ નબૂવ્વતનો ખોટો દાવો કરે તેને પણ આમાંથી બાકાત રાખવામાં આવ્યો છે. દેખીતી વાત છે કે સરકારી અમલદારો માટે રાજયે જે કાયદો બનાવ્યો હોય તે ફકત એ જ લોકોને લાગુ પડશે જે ખરેખર સરકારી અમલદારો હોય. હવે એ લોકો કે જે બનાવટી રીતે પોતાની જાતને કોઈ સરકારી હોદ્દેદારના રૂપમાં રજૂ કરતાં હોય તો તેમની ઉપર નોકરીના નિયમો લાગુ નહીં પડે બલકે તેની સાથે એ જ વ્યવહાર કરવામાં આવશે જે ફોજદારી કાયદા હેઠળ બદમાશો અને ગુનેગારોની સાથે કરવામાં આવે છે. આ ઉપરાંત સૂરઃ અલહાકકાની આયતમાં જે કહેવામાં આવ્યું છે તે પણ આ આશયથી કહેવામાં આવ્યું નથી કે લોકોને નબીને ચકાસવા માટેનું આને માપદંડ બનાવવામાં આવે કે જો ગેબી રીતે કોઈ હાથ પ્રગટ થઈને તેની ધોરી નસ અચાનક કાપી નાખે તો માની લો કે જૂઠ્ઠો છે નહીં તો માની લો કે સાચો છે. નબીના સાચા કે જૂઠ્ઠા હોવાની ચકાસણી જો તેના ચારિત્ર્ય, તેના કાર્યો અને એ વસ્તુથી કે જે તે રજૂ કરી રહ્યો છે તેનાથી શકય ન હોત તો

وَ يَقُوْلُوْنَ لَوْ لَاۤ اُنْزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ۚ فَقُلْ اِنَّمَا الْغَيْبُ لِلّٰهِ
فَانْتَظِرُوْا ۚ اِنِّيْ مَعَكُمْ مِّنَ الْمُنْتَظِرِيْنَ ۟۲۰ وَ اِذَاۤ اَذَقْنَا النَّاسَ رَحْمَةً
مِّنْۢ بَعْدِ ضَرَّآءَ مَسَّتْهُمْ اِذَا لَهُمْ مَّكْرٌ فِيْۤ اٰيَاتِنَا ؕ قُلِ اللّٰهُ اَسْرَعُ




**અને આ જે તેઓ કહે છે કે આ નબી ઉપર તેના માલિક તરફથી કોઈ નિશાની શા માટે ઊતારવામાં આવી નહીં,[૨૭] તો આમને કહો “ગૈબની વાતોનો માલિક અને મુખત્યાર તો અલ્લાહ જ છે, સારું, રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઉં છું.”[૨૮] (રુકૂઅ ૨)**

**લોકોની સ્થિતિ આ છે કે મુસીબત પછી જ્યારે અમે તેમને કૃપાનો સ્વાદ ચખાડીએ છીએ ત્યારે તરત જ તેઓ અમારી નિશાનીઓના મામલામાં ચાલબાજીઓ શરૂ કરી દે છે.[૨૯] આમને કહો “અલ્લાહ તેની ચાલમાં તમારા કરતાં**

---

આવો અતાર્કિક માપદંડ સૂચવવાની જરૂરિયાત ઊભી થઈ શકત.

(૨૪) કોઈ વસ્તુનું જ્ઞાન ખુદાને ન હોવાનો અર્થ આ છે કે એ વસ્તુ અસ્તિત્વમાં છે જ નહીં. કેમ કે જે કંઈ અસ્તિત્વમાં છે તે બધું જ અલ્લાહના જ્ઞાનમાં છે. તેથી ભલામણકર્તાઓ નહીં હોવા માટે આ એક નાજુક વર્ણનશૈલી છે કે અલ્લાહતઆલા તો જાણતો જ નથી કે ધરતી કે આકાશમાં કોઈ તેની સમક્ષ તમારી ભલામણ કરનાર છે, તો પછી તમે કયા ભલામણકર્તાઓની ખબર તેને આપી રહ્યાં છો?

(૨૫) સમજૂતી માટે જુઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક ૨૩૦, સૂરઃ અન્આમ, નોંધ ક્રમાક ૨૪.

(૨૬) એટલે કે જો અલ્લાહતઆલાએ પહેલાંથી જ આ ફેંસલો કરી લીધો ન હોત કે હકીકતને મનુષ્યોની જ્ઞાનેન્દ્રિયોથી છૂપી રાખીને તેમની બુદ્ધિ, સમજદારી અને અંતરાત્માની ગુપ્ત શક્તિને અજમાયશમાં નાખવામાં આવશે, તથા જે આ અજમાયશમાં નિષ્ફળ નીવડીને ખોટા રસ્તે જવા માગશે તેમને એ માર્ગે જવાની અને ચાલવાની તક આપવામાં આવશે ત્યારે હકીકતને આજે જ સ્પષ્ટ કરીને બધાં જ મતભેદોની ફેંસલો કરી શકાયો હોત.

અહીં આ વાત એક મોટી ગેરસમજને દૂર કરવા માટે કહેવામાં આવી છે. સામાન્ય રીતે આજે પણ લોકોને આ બાબતમાં ગૂંચવણ છે અને કુર્આનના ઊતરાણ વખતે પણ હતી કે દુનિયામાં અનેક ધર્મો જોવાં મળે છે, અને દરેક ધર્મના માનનારાં પોતપોતાના ધર્મને સાચો માને છે. આવી સ્થિતિમાં છેવટે આ ફેંસલો કરવાનો રસ્તો કયો છે કે કોણ સાચો છે અને કોણ નથી. આના વિષે કહેવામાં આવી રહ્યું છે કે આ ધર્મો વચ્ચેના મતભેદ હકીકતમાં પછીની ઉપજ છે. આરંભમાં તમામ માનવજાતિનો ધર્મ એક જ હતો અને એ જ ધર્મ સત્ય હતો. પછી આ સત્યમાં મતભેદ ઊભો કરીને લોકો અલગ અલગ માન્યતાઓ અને સંપ્રદાયો બનાવતા ગયાં. હવે જો આ ધર્મોની ભીડનો ફેંસલો તમારી દૃષ્ટિએ બુદ્ધિ અને સભાનતાના સાચા ઉપયોગને બદલે માત્ર એવી જ રીતે થઈ શકતો હોય કે ખુદા પોતે સત્યને બેનકાબ કરીને સામે લઈ આવે તો આ વર્તમાન દુનિયાના જીવનમાં થશે નહીં. દુનિયાનું આ જીવન તો છે જ પરીક્ષા માટે અને અહીં સમગ્ર પરીક્ષા આ જ વાત માટે છે કે તમે સત્યને જોયા વિના બુદ્ધિ અને સભાનતા વડે ઓળખો છો કે નહીં.

(૨૭) એટલે કે એ વાતની નિશાની કે આ ખરેખર સાચો નબી છે અને જે કંઈ રજૂ કરી રહ્યો છે તે તદ્દન

مَكْرًا ؕ اِنَّ رُسُلَنَا يَكْتُبُوْنَ مَا تَمْكُرُوْنَ ﴿٢١﴾ هُوَ الَّذِىْ يُسَيِّرُكُمْ
فِى الْبَرِّ وَالْبَحْرِ ؕ حَتّٰٓى اِذَا كُنْتُمْ فِى الْفُلْكِ ۚ وَجَرَيْنَ بِهِمْ بِرِيْحٍ
طَيِّبَةٍ وَّفَرِحُوْا بِهَا جَآءَتْهَا رِيْحٌ عَاصِفٌ وَّجَآءَهُمُ الْمَوْجُ مِنْ
كُلِّ مَكَانٍ وَّظَنُّوْٓا اَنَّهُمْ اُحِيْطَ بِهِمْ ۙ دَعَوُا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ
الدِّيْنَ ۚ لَئِنْ اَنْجَيْتَنَا مِنْ هٰذِهٖ لَنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ﴿٢٢﴾

---

**વધારે ઝડપી છે, તેના ફરિશ્તા તમારી બધી ચાલોને નોંધી રહ્યાં છે.''[30] એ અલ્લાહ જ છે જે તમને ધરતી અને સમુદ્રમાં ચલાવે છે. એટલા માટે જ્યારે તમે હોડીઓમાં સવાર થઈને સાનુકૂળ પવન માટે હરખાતાં હરખાતાં મુસાફરી કરી રહ્યાં હોવ છો અને પછી અચાનક જ પ્રતિકૂળ પવન જોર પકડે છે અને દરેક દિશામાંથી મોજાંની લપડાકો વાગે છે અને મુસાફરો સમજી લે છે કે તોફાનમાં ઘેરાઈ ગયાં, તે વખતે સૌ પોતાના દીનને અલ્લાહ જ માટે વિશિષ્ટ કરીને તેની પાસે દુઆઓ માગે છે કે ''જો તેં અમને આ આફતમાંથી ઊગારી લીધાં તો અમે આભારી બંદા બનીશું.''[31]**

---

સાચું છે. આના અનુસંધાનમાં આ વાત નજર સમક્ષ રહેવી જોઈએ કે નિશાની માટેની તેમની આ માગણી એટલા માટે ન હતી કે તેઓ હૃદયપૂર્વક સત્યના સંદેશનો સ્વીકાર કરવા માટે અને તકાદાઓ પ્રમાણે તેમની નૈતિકતાને, ટેવોને, સામાજિક અને સાંસ્કૃતિક વ્યવસ્થાને, એટલે કે સમગ્ર જીવનને ઢાળી લેવા માટે તૈયાર હતાં અને બસ આટલા જ કારણસર રોકાયેલા હતાં કે નબીના ટેકામાં તેમણે કોઈ નિશાની હજુ એવી જોઈ નથી કે જેના ઉપરથી તેમને તેના નબી હોવાનો વિશ્વાસ થઈ જાય. સાચી વાત આ હતી કે નિશાનીની આ માગણી ફક્ત ઈમાન નહીં લાવવા માટે એક બહાનાના રૂપમાં રજૂ કરવામાં આવતી હતી. જે કંઈ તેમને દેખાડવામાં આવતું તેને જોયા પછી તેઓ આ જ કહેતાં કે કોઈ નિશાની તો અમને દેખાડવામાં જ નથી આવી. એટલામાટે માટે કે તેઓ ઈમાન લાવવા માગતા ન હતાં. દુનિયાના જીવનના બાહ્ય પાસાને અપનાવવામાં જે સ્વતંત્રતા તેમને મળેલી હતી કે મનની ઇચ્છાઓ અને વલણો મુજબ જેવી રીતે ઇચ્છે કામ કરે અને જે વસ્તુમાં લિજ્જત કે ફાયદો લાગે તેની પાછળ લાગી જાય, આને છોડીને તેઓ આવી ગેબી હકીકતો (તૌહીદ અને આખિરત)ને માનવા માટે તૈયાર ન હતાં જેમને માની લીધા પછી તેમને પોતાની સમગ્ર જીવનવ્યવસ્થા કાયમી નૈતિક નિયમોના બંધનમાં બાંધવી પડત.

(૨૮) એટલે કે જે કંઈ અલ્લાહે ઊતાર્યું છે તે તો મેં રજૂ કરી દીધું, અને જે તેણે નથી ઊતાર્યું તે મારા અને તમારા માટે ''ગેબ'' છે જેની ઉપર અલ્લાહ સિવાય કોઈને અખત્યાર નથી, તે ચાહે તો ઊતારે અને ન ચાહે તો ન ઊતારે. હવે જો તમારૂં ઈમાન લાવવું આની જ ઉપર આધાર રાખતું હોય કે જે કંઈ ખુદાએ ઊતાર્યું નથી તે ઊતરે તો તેની રાહ જોઈને બેસી રહો, હું પણ જોઈશ કે તમારી આ જીદ પૂરી કરવામાં આવે છે કે નહીં.

(૨૯) આ ફરીથી એ દુષ્કાળની તરફ ઇશારો છે જેનો ઉલ્લેખ ૧૧મી અને ૧૨મી આયતમાં આવી ગયો

فَلَمَّآ اَنْجٰىهُمْ اِذَا هُمْ يَبْغُوْنَ فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ ؕ يٰۤاَيُّهَا
النَّاسُ اِنَّمَا بَغْيُكُمْ عَلٰۤى اَنْفُسِكُمْ ۙ مَّتَاعَ الْحَيٰوةِ الدُّنْيَا ۫ ثُمَّ اِلَيْنَا
مَرْجِعُكُمْ فَنُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ۝٢٣ اِنَّمَا مَثَلُ الْحَيٰوةِ الدُّنْيَا
كَمَآءٍ اَنْزَلْنٰهُ مِنَ السَّمَآءِ فَاخْتَلَطَ بِهٖ نَبَاتُ الْاَرْضِ مِمَّا
يَاْكُلُ النَّاسُ وَالْاَنْعَامُ ؕ حَتّٰۤى اِذَآ اَخَذَتِ الْاَرْضُ زُخْرُفَهَا وَ
ازَّيَّنَتْ وَظَنَّ اَهْلُهَآ اَنَّهُمْ قٰدِرُوْنَ عَلَيْهَآ ۙ اَتٰىهَآ اَمْرُنَا لَيْلًا اَوْ نَهَارًا
فَجَعَلْنٰهَا حَصِيْدًا كَاَنْ لَّمْ تَغْنَ بِالْاَمْسِ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ

પરંતુ જ્યારે તે તેમને ઊગારી લે છે ત્યારે પછી એ જ લોકો સત્યથી ચલિત થઈને ધરતી ઉપર વિદ્રોહ કરવા માંડે છે. લોકો, તમારો આ વિદ્રોહ ઊલટાનો તમારી જ વિરુદ્ધ જઈ રહ્યો છે. દુનિયાના થોડા દિવસોની મઝા છે (લૂંટી લો), પછી અમારી તરફ તમારે પાછા આવવાનું છે, તે વખતે અમે તમને જણાવી દઈશું કે તમે શું શું કરતા રહ્યાં છો. દુનિયાનું આ જીવન (જેના નશામાં મદમસ્ત બનીને તમે અમારી નિશાનીઓ તરફ ગફલત દાખવી રહ્યાં છો) આનું ઉદાહરણ આવું છે કે જાણે આકાશમાંથી અમે પાણી વરસાવ્યું ત્યારે ધરતીની પેદાશો, જેને મનુષ્યો અને પશુઓ સૌ ખાય છે, ખૂબ ભરાવદાર થઈ ગઈ, પછી બરાબર એ જ સમયે કે જ્યારે ધરતી લીલીછમ હતી અને પાકો પૂરા શણગાર સાથે ઊભા હતાં અને તેમના માલિકો માની રહ્યા હતાં કે હવે અમે આમનો ફાયદો ઊઠાવવા માટે સમર્થ છીએ, અચાનક રાત્રે કે દિવસે અમારો હુકમ આવી ગયો અને અમે તેને એવા નષ્ટ કરી દીધાં કે જાણે ગઈ કાલે ત્યાં કશું હતું જ નહીં. આવી રીતે અમે નિશાનીઓ ખોલી ખોલીને રજૂ કરીએ છીએ એ લોકો માટે જે

છે. આનો અર્થ આ છે કે તમે કયા મોંએ નિશાની માગો છો. હજુ હમણાં જ જે દુષ્કાળનો સમય તમારી ઉપરથી પસાર થયો છે તેમાં તમે તમારા દેવી-દેવતાઓથી નિરાશ થઈ ગયા હતાં કે જેમને તમે અલ્લાહને ત્યાં તમારા ભલામણકર્તા ઠરાવી રાખેલા હતાં અને જેમના વિષે તમે કહેતા હતાં કે ફલાણા સ્થાનક ઉપરની ભેટ તો રામબાણ ઈલાજ છે અને ફલાણી દરગાહ ઉપર ભેટ ધરો કે તરત જ મુરાદ પૂરી થઈ જાય છે. તમે જોઈ લીધું કે આ કહેવાતા ખુદાઓના હાથમાં કંઈ નથી અને બધી જ સત્તાઓ માત્ર અલ્લાહ જ પાસે છે. આ જ કારણસર તો છેવટે અલ્લાહની પાસે જ દુઆઓ માગવા લાગ્યા હતાં. શું આ નિશાની પૂરતી ન હતી કે તમને એ શિક્ષણની

يَّتَفَكَّرُوْنَ ﴿٢٤﴾ وَاللّٰهُ يَدْعُوْٓا اِلٰى دَارِ السَّلٰمِ ؕ وَيَهْدِىْ مَنْ يَّشَآءُ
اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٢٥﴾ لِلَّذِيْنَ اَحْسَنُوا الْحُسْنٰى وَزِيَادَةٌ ؕ وَلَا
يَرْهَقُ وُجُوْهَهُمْ قَتَرٌ وَّلَا ذِلَّةٌ ؕ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ ۚ هُمْ فِيْهَا
خٰلِدُوْنَ ﴿٢٦﴾ وَالَّذِيْنَ كَسَبُوا السَّيِّاٰتِ جَزَآءُ سَيِّئَةٍۭ بِمِثْلِهَا ۙ وَتَرْهَقُهُمْ
ذِلَّةٌ ؕ مَا لَهُمْ مِّنَ اللّٰهِ مِنْ عَاصِمٍ ۚ كَاَنَّمَآ اُغْشِيَتْ وُجُوْهُهُمْ قِطَعًا
مِّنَ الَّيْلِ مُظْلِمًا ؕ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٧﴾

---

**વિચાર-મનન કરનારાં છે. (તમે આ નાશવંત જીવનના ફરેબમાં પડી રહ્યાં છો) અને અલ્લાહ તમને દારુસ્સલામ તરફ બોલાવી રહ્યો છે[૩૨] (માર્ગદર્શન તેના હાથમાં છે) જેને તે ચાહે છે સીધો માર્ગ દેખાડી દે છે. જે લોકોએ ભલાઈનો માર્ગ અપનાવ્યો તેમના માટે ભલાઈ છે અને વધારામાં કૃપા.[૩૩] તેમના ચહેરાઓ ઉપર કાળાશ અને અપમાન નહીં છવાય. તેઓ જન્નતના હક્કદાર છે જ્યાં તેઓ હંમેશાં રહેશે. અને જે લોકોએ બૂરાઈઓ કમાવી તેમની બૂરાઈ જેવી છે તેવો જ બદલો તેઓ પામશે,[૩૪] અપમાન તેમની ઉપર છવાયેલું હશે, તેમને અલ્લાહથી બચાવનાર કોઈ નહીં હોય, તેમના ચહેરાઓ ઉપર એવું અંધારું છવાયેલું[૩૫] હશે જાણે રાતના કાળા પડદાં તેમની ઉપર પડેલાં હોય, તેઓ જહન્નમને પાત્ર છે જ્યાં તેઓ હંમેશાં રહેશે.**

---

સચ્ચાઈનો વિશ્વાસ થઈ જાત જે મુહમ્મદ (સ.અ.વ.) તમને આપી રહ્યાં છે ? પરંતુ આ નિશાનીને જોઈને તમે શું કર્યું ? જેવો દુષ્કાળ દૂર થયો અને વરસાદે તમારી મુસીબત ખતમ કરી દીધી, તમે આ આફતના આવવા વિષે કે પછી તેના દૂર થવા વિષે હજાર પ્રકારના કારણો અને અર્થઘટનો (ચાલબાજીઓ) કરવા માંડયાં જેથી તૌહીદને માનવાથી બચી શકો અને પોતાના શિર્ક ઉપર મકકમ રહી શકો. હવે જે લોકોએ તેમના અંતરાત્માને આટલી હદે દૂષિત કરી લીધો હોય, તેમને છેવટે કઈ નિશાની દેખાડવામાં આવે અને તેના દેખાડવાથી શું ફાયદો છે ?

(૩૦) અલ્લાહની ચાલનો મતલબ આ છે કે જો તમે હકીકતને નથી માનતાં અને તે મુજબ તમારૂં વલણ સુધારતાં નથી તો તે તમને આ જ વિદ્રોહપૂર્ણ માર્ગ ઉપર ચાલતા રહેવાની છૂટ આપી દેશે, તમને જીવનભર પોતાની રોજી અને નિયામતો વડે નવાજતો રહેશે જેનાથી તમારા જીવનનો નશો તમને આમ જ મદમસ્ત રાખશે, અને આ જ મસ્તીમાં રહીને તમે જે કંઈ કરશો તે બધું અલ્લાહના ફરિશ્તા ચૂપચાપ લખતાં રહેશે, એટલે સુધી કે એકાએક મોતનો પૈગામ આવી જશે અને તમે તમારા કરતૂકોનો હિસાબ આપવા માટે પકડી લેવામાં આવશો.

(૩૧) આ તૌહીદના સાચા હોવાની નિશાની દરેક માનવીના મનમાં મોજૂદ છે. જ્યાં સુધી પરિસ્થિતિ

وَ يَوْمَ نَحْشُرُهُمْ جَمِيْعًا ثُمَّ نَقُوْلُ لِلَّذِيْنَ اَشْرَكُوْا مَكَانَكُمْ اَنْتُمْ
وَ شُرَكَآؤُكُمْ ۚ فَزَيَّلْنَا بَيْنَهُمْ وَ قَالَ شُرَكَآؤُهُمْ مَّا كُنْتُمْ اِيَّانَا
تَعْبُدُوْنَ ۞ ٢٨ فَكَفٰى بِاللّٰهِ شَهِيْدًۢا بَيْنَنَا وَ بَيْنَكُمْ اِنْ كُنَّا عَنْ
عِبَادَتِكُمْ لَغٰفِلِيْنَ ۞ ٢٩ هُنَالِكَ تَبْلُوْا كُلُّ نَفْسٍ مَّاۤ اَسْلَفَتْ وَ
رُدُّوْۤا اِلَى اللّٰهِ مَوْلٰىهُمُ الْحَقِّ وَ ضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ۞ ٣٠ ع



النصف

**જે દિવસે અમે તેમને સૌને એકસાથે (અમારી અદાલતમાં) એકઠાં કરીશું, પછી એ લોકોને કે જેમણે શિર્ક કર્યું છે કહીશું કે થોભ્યો તમે પણ અને તમારા ઘડેલાં ભાગીદારો પણ, પછી અમે તેમની વચ્ચેથી અપરિચિતતાનો પડદો હટાવી દઈશું[૩૬] અને તેમના ભાગીદારો કહેશે કે ''તમે અમારી પૂજા તો કરતા ન હતાં. અમારી અને તમારી વચ્ચે અલ્લાહની સાક્ષી પૂરતી છે કે (તમે અમારી પૂજા કરતા પણ હતાં તો) અમે તમારી આ પૂજાથી સાવ અજાણ હતાં,''[૩૭] એ વખતે દરેક માણસ તેની કરણીનો સ્વાદ ચાખી લેશે, સૌને તેમના સાચા માલિકની તરફ વાળી દેવામાં આવશે અને એ તમામ જૂઠ્ઠાણાં જે તેમણે ઘડી રાખેલા હતાં ગુમ થઈ જશે. (રુકૂઅ ૩)**

અનુકૂળ રહે છે, માનવી ખુદાને ભૂલીને તથા દુનિયાના જીવન ઉપર ફૂલાઈને રહે છે. જ્યાં પરિસ્થિતિ પ્રતિકૂળ બને અને બધાં જ સહારા કે જેમનાં જોરે એ જીવી રહ્યો હતો, તૂટી જાય, ત્યાં જ કટ્ટરમાં કટ્ટર મુશ્રિક અને સખતમાં સખત નાસ્તિકના હૃદયમાંથી પણ આ ગવાહી બહાર આવવા માંડે છે કે આ દુનિયાની તમામ વસ્તુઓ ઉપર એક ખુદા શાસન કરી રહ્યો છે અને તે એકલો જ વર્ચસ્વશાળી અને શક્તિશાળી ખુદા છે. (જુઓ સૂરઃ અન્આમ, નોંધ ક્રમાંક ૨૯)

(૩૨) એટલે કે દુનિયામાં જીવન ગુજારવાની એ રીત તરફ જે આખિરતના જીવનમાં તમને દારુસ્સલામનો હકકદાર બનાવે. દારુસ્સલામનો અર્થ છે સ્વર્ગ (જન્નત) અને તેનો અર્થ છે સલામતીનું ઘર, એ જગ્યા કે જ્યાં કોઈ આફત, કોઈ નુકસાન, કોઈ દુઃખ કે કોઈ તકલીફ ન હોય.

(૩૩) એટલે કે તેમને માત્ર તેમના સદ્‌કાર્યો પ્રમાણે જ વળતર નહીં મળે બલકે અલ્લાહ પોતાની કૃપાથી તેમને વધારાનું ઈનામ પણ આપશે.

(૩૪) એટલે કે સદાચારી લોકોથી વિરૂદ્ધ દુષ્કર્મીઓની સાથે મામલો આ થશે કે જેટલો ગુનો છે તેટલી જ સજા આપવામાં આવશે. એવું નહીં થાય કે ગુના કરતાં સહેજ પણ વધારે સજા આપવમાં આવે. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ નમ્લ નોંધ ક્રમાંક ૧૧૦(અ)).

(૩૫) એ કાળાશ કે જે અપરાધીઓના ચહેરા ઉપર પકડાઈ જવા અને બચાવથી નિરાશ થઈ ગયા પછી છવાઈ જાય છે.

قُلْ مَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَ الْاَرْضِ اَمَّنْ يَّمْلِكُ السَّمْعَ وَ الْاَبْصَارَ
وَ مَنْ يُّخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَ يُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَ مَنْ يُّدَبِّرُ
الْاَمْرَ ؕ فَسَيَقُوْلُوْنَ اللّٰهُ ۚ فَقُلْ اَفَلَا تَتَّقُوْنَ ﴿۳۱﴾ فَذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمُ
الْحَقُّ ۚ فَمَاذَا بَعْدَ الْحَقِّ اِلَّا الضَّلٰلُ ۖۚ فَاَنّٰى تُصْرَفُوْنَ ﴿۳۲﴾ كَذٰلِكَ
حَقَّتْ كَلِمَتُ رَبِّكَ عَلَى الَّذِيْنَ فَسَقُوْۤا اَنَّهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿۳۳﴾

**આમને પૂછો, કોણ તમને આકાશ અને ધરતીમાંથી રિજક આપે છે ? આ સાંભળવાની તથા જોવાની શક્તિઓ કોના અખત્યારમાં છે ? કોણ નિર્જીવમાંથી સજીવને અને સજીવમાંથી નિર્જીવને કાઢે છે ? કોણ આ દુનિયાની વ્યવસ્થાનું સંચાલન કરી રહ્યો છે ? તેઓ જરૂર કહેશે કે અલ્લાહ. કહો, તો પછી તમે (હકીકતની વિરુદ્ધ ચાલવાથી) દૂર રહેતાં નથી? ત્યારે તો આ જ અલ્લાહ તમારો સાચો માલિક છે.[૩૮] હવે સત્ય પછી ગુમરાહી સિવાય બીજું શું બાકી રહી ગયું ? છેવટે આ તમે કઈ તરફ ફેરવવામાં આવી રહ્યાં છો ?[૩૯] (હે નબી, જુઓ) આવી રીતે નાફરમાની કરનારા લોકો માટે તમારા માલિકની વાત સાચી પડી ગઈ કે તે ઈમાન લાવશે નહીં.[૪૦]**

(૩૬) આયતમાં فَزَيَّلْنَا بَيْنَهُمْ શબ્દો છે. આનો અર્થ કેટલાક તફસીરકર્તાઓએ આ કર્યો છે કે અમે તેમનો પરસ્પરનો સંબંધ તોડી નાખીશું કે જેથી કોઈ સંબંધના કારણે એકબીજાનો આદર ન કરે. પરંતુ આ અર્થ અરબી રૂઢિપ્રયોગ અનુસાર નથી. અરબી રૂઢિપ્રયોગમાં આનો સાચો અર્થ આ છે કે અમે તેમની વચ્ચે ભેદ પેદા કરી દઈશું અથવા તેમને એકબીજાથી અલગ પાડી દઈશું. આ જ અર્થને વ્યકત કરવા માટે અમે આ વર્ણનશૈલી અપનાવી છે કે ''તેમની વચ્ચેથી અપરિચિતતાનો પડદો હટાવી દઈશું,'' એટલે કે મુશ્રિકો અને તેમના દેવ-દેવીઓ સામસામે ઊભાં હશે અને બન્ને જૂથોની અલગ હેસિયત એકબીજાની સમક્ષ સ્પષ્ટ હશે, મુશ્રિકો જાણી લેશે કે આ છે એ લોકો જેમને અમે દુનિયામાં ખુદા બનાવેલા હતાં, અને તેમના દેવી-દેવતાઓ જાણી લેશે કે આ છે એ લોકો જેમણે અમને તેમના ખુદા બનાવી રાખેલા હતાં.

(૩૭) એટલે કે એ બધાં જ ફરિશ્તા કે જેમને દુનિયામાં દેવી-દેવતા બનાવીને પૂજવામાં આવ્યાં, અને એ બધાં જ જિન્નતો, આત્માઓ, પૂર્વજો, બાપદાદાઓ, નબીઓ, વલીઓ, શહીદો વગેરે કે જેમને ખુદાઈના ગુણોમાં ભાગીદાર ઠરાવીને એ અધિકારો તેમને આપવામાં આવ્યાં જે હકીકતમાં ખુદાના અધિકારો હતાં, ત્યાં તેમનાં પૂજકોને તેઓ સ્પષ્ટપણે કહી દેશે કે, અમને તો ખબર સુદ્ધાં ન હતી કે તમે અમારી પૂજા કરી રહ્યાં છો. તમારી કોઈ દુઆ, કોઈ પ્રાર્થના, કોઈ વિનંતી, કોઈ પોકાર અને ફરિયાદ, કોઈ ભેટ-સોગાદ કે ચઢાવાની વસ્તુ, કોઈ વખાણ કે પ્રશંસા અને અમારા નામનો જાપ, કોઈ નમન કે વંદના, સ્થાનક ઉપર માથું ટેકવું, સ્થાનકની પરિક્રમા અમારા સુધી પહોંચી નથી.

قُلۡ هَلۡ مِنۡ شُرَكَآئِكُمۡ مَّنۡ يَّبۡدَؤُا الۡخَلۡقَ ثُمَّ يُعِيۡدُهٗ ؕ
قُلِ اللّٰهُ يَبۡدَؤُا الۡخَلۡقَ ثُمَّ يُعِيۡدُهٗ فَاَنّٰى تُؤۡفَكُوۡنَ ﴿۳۴﴾
قُلۡ هَلۡ مِنۡ شُرَكَآئِكُمۡ مَّنۡ يَّهۡدِىۡۤ اِلَى الۡحَـقِّ ؕ

**આમને પૂછો, તમારા ઠેરવેલાં ભાગીદારોમાં કોઈ છે જે સર્જનની શરુઆત પણ કરતો હોય અને પછી તેનું પુનરાવર્તન પણ કરે ? — કહો, તે માત્ર અલ્લાહ જ છે જે સર્જનની શરુઆત પણ કરે છે અને તેનું પુનરાવર્તન[૪૧] પણ, પછી તમે આ ક્યા ઊંધા રસ્તા ઉપર ચલાવવામાં આવી રહ્યાં છો ?[૪૨]**

**આમને પૂછો, તમારા ઠેરવેલાં ભાગીદારોમાં કોઈ આવો પણ છે જે સત્ય તરફ માર્ગદર્શન કરતો હોય[૪૩] ?**

(૩૮) એટલે કે જો આ બધાં જ કામો અલ્લાહના છે, જેમ કે તમે પોતે માનો છો, ત્યારે તો તમારો સાચો પાલનહાર, માલિક, સ્વામિ, અને તમારી બંદગી અને પૂજા-આરાધનાનો હકકદાર અલ્લાહ જ થયો. આ બીજી હસ્તીઓ કે જેમનો આ કામોમાં કોઈ હિસ્સો નથી, કયાંથી માલિકીપણામાં ભાગીદાર થઈ ગઈ ?

(૩૯) ધ્યાન રહે કે સંબોધન આમ લોકોને કરવામાં આવ્યું છે અને તેમને આ પૂછવામાં નથી આવી રહ્યું કે ''તમે કઈ તરફ ફરી રહ્યાં છો,'' બલકે પ્રશ્ન આ છે કે ''તમે કઈ તરફ ફેરવવામાં આવી રહ્યાં છો.'' આના ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે એક ગુમરાહ કરનાર માણસ કે જૂથ એવું છે જે લોકોને સીધી દિશામાંથી હટાવીને ખોટી દિશામાં ફેરવી રહ્યું છે. એટલા જ માટે લોકોને આ અપીલ કરવામાં આવી રહી છે કે તમે આંધળાં બનીને ખોટી દિશા તરફ દોરી જનારા લોકોની પાછળ શા માટે જઈ રહ્યાં છો, તમારી બુદ્ધિનો ઉપયોગ કરીને વિચારતાં કેમ નથી કે જયારે હકીકત આ છે, તો છેવટે તમને આ કઈ તરફ હંકારવામાં આવી રહ્યાં છે. સવાલ કરવાની આ શૈલી ઠેરઠેર આવા પ્રસંગોએ કુર્આનમાં અપનાવવામાં આવી છે, અને દરેક જગ્યાએ ગુમરાહ કરનારા લોકોના નામ લેવાને બદલે તેમને ગુમનામીના પડદા પાછળ સંતાડી દેવામાં આવ્યાં છે કે જેથી તેમના અનુયાયીઓ શાંત મગજે પોતાના મામલા ઉપર વિચાર કરી શકે, અને કોઈને એમ કહીને તેમને ઉશ્કેરવાની તથા તેમનું માનસિક સંતુલન બગાડવાની તક ન મળે કે જુઓ આ તમારા સંતો અને મહાત્માઓ ઉપર પ્રહાર કરવામાં આવી રહ્યાં છે. આમાં સંદેશ પહોંચાડવાના ડહાપણનો એક મહત્ત્વનો મુદ્દો છૂપાયેલો છે જેનાથી ગાફેલ રહેવું જોઈએ નહીં.

(૪૦) એટલે કે આ પ્રકારની આવી ખુલ્લી અને સામાન્ય રીતે સમજાય એવી દલીલો વડે વાત સમજાવવામાં આવે છે પરંતુ જેમણે નહીં જ માનવાનો નિર્ણય કરી લીધો છે તેઓ તેમની જીદના કારણે કોઈ પણ રીતે માનતાં નથી.

(૪૧) સર્જનના આરંભ વિષે તો મુશ્રિકો માનતા જ હતાં કે આ માત્ર અલ્લાહનું જ કામ છે, તેમનાં દેવી-દેવતાઓમાંથી કોઈનો આ કામમાં હિસ્સો નથી. હવે વાત સર્જનના પુનરાવર્તનની રહી, તો આ સ્પષ્ટ છે કે જે આરંભમાં સર્જન કરનાર છે તે જ આ સર્જનની પ્રક્રિયાનું પુનરાવર્તન પણ કરી શકે છે, પરંતુ જે આરંભમાં જ સર્જન કરવા માટે સમર્થ ન હોય તે કેવી રીતે સર્જનનું પુનરાવર્તન કરવા માટે સમર્થ હોઈ શકે ? આ વાત જો કે એકદમ તાર્કિક છે, અને મુશ્રિકોના દિલો પણ અંદરથી આના માટે સાક્ષી આપતા હતાં કે વાત તદ્દન વ્યાજબી છે,

قُلِ اللّٰهُ يَهْدِىْ لِلْحَقِّ ۗ اَفَمَنْ يَّهْدِىْۤ اِلَى الْحَقِّ اَحَقُّ

**કહો તે માત્ર અલ્લાહ જ છે જે સત્ય તરફ માર્ગદર્શન આપે છે. પછી હવે જણાવો, જે સત્ય તરફ માર્ગદર્શન કરે છે તે આનો વધારે હક્કદાર છે**

પરંતુ તેમને આનો એકરાર કરવામાં એટલા માટે સંકોચ થતો હતો કે આને માની લીધાં પછી આખિરતનો ઈનકાર કરવો મુશ્કેલ બની જાય છે. આ જ કારણે ઉપર્યુક્ત પ્રશ્નો અંગે અલ્લાહતઆલાએ કહ્યું કે તેઓ પોતે કહેશે કે આ કામ અલ્લાહના છે પરંતુ આના બદલે અહીં નબી સ.અ.વ.ને ફરમાવવામાં આવે છે કે તમે ડંકો વગાડીને કહો કે સર્જનની શરૂઆત અને તેના પુનર્સર્જનનું કામ પણ અલ્લાહનું જ છે.

(૪૨) એટલે કે જયારે તમારા પ્રારંભનો છેડો પણ અલ્લાહના હાથમાં છે અને અંતનો છેડો પણ તેના જ હાથમાં ત્યારે તમે તમારા પોતાના શુભેચ્છક બનીને જરા વિચારો કે તમને આ શું સમજાવવામાં આવી રહ્યું છે કે આ બન્ને છેડાંની વચ્ચે અલ્લાહ સિવાય બીજા કોઈને તમારી પ્રાર્થનાઓ અને આજીજીઓનો હકક પહોંચી ગયો છે.

(૪૩) આ એક ખૂબ જ મહત્ત્વનો સવાલ છે જેને થોડીક વિગતવાર રીતે સમજી લેવો જરૂરી છે. દુનિયામાં માનવીની જરૂરિયાતોનું ક્ષેત્ર માત્ર આ જ હદ મર્યાદિત નથી કે તેને ખાવા, પીવા અને પહેરવા તેમજ જીવન જીવવાનો સામાન મળી જાય તથા આફતો, મુસીબતો, નુકસાનોની સામે તે સુરક્ષિત રહે બલકે તેની એક જરૂરિયાત (અને હકીકતમાં સૌથી મોટી જરૂરિયાત) આ પણ છે કે તેને દુનિયામાં જીવન જીવવાની સાચી રીતની ખબર હોય અને તે જાણે કે પોતાની જાતની સાથે, પોતાની શક્તિઓ અને કૌશલ્યોની સાથે, એ સરસામાન કે જે પૃથ્વીની ઉપર તેના કબજા-ભોગવટામાં છે તેની સાથે, એ અસંખ્ય મનુષ્યોની સાથે કે જેમની સાથે અલગ અલગ હેસિયતોમાં તેને વ્યવહાર કરવો પડે છે, અને સમગ્ર રીતે આ સૃષ્ટિના તંત્રની સાથે કે જેની હેઠળ રહીને જ તેણે અનિવાર્યપણે આ કામ કરવાનું છે, તે શું અને કેવો વ્યવહાર કરે જેથી તેનું જીવન સમગ્ર રીતે સફળ થાય અને તેના પ્રયત્નો અને પરિશ્રમ ખોટા રસ્તામાં ખર્ચાઈને બરબાદી અને વિનાશમાં ન પરિણમે. આ જ સાચી રીતનું નામ ''સત્ય'' છે અને જે માર્ગદર્શન આ રીત તરફ માનવીને લઈ જાય તે જ ''સત્યનું માર્ગદર્શન'' છે. હવે કુર્આન તમામ મુશ્રિકોને, અને એ બધાં જ લોકોને કે જે પયગમ્બરના શિક્ષણને માનવાનો ઈનકાર કરે છે, પૂછે છે કે તમે ખુદાને છોડીને જેની જેની બંદગી કરો છો તેમાં કોઈ છે જે તમારા માટે ''સત્યનું માર્ગદર્શન'' મેળવવાનું સાધન બનતો હોય અથવા બની શકતો હોય ? દેખીતું છે કે આનો જવાબ નકાર સિવાય બીજો કંઈ નથી એટલા માટે કે માનવી ખુદા સિવાય જેની પણ બંદગી કરે છે તે બે મોટા પ્રકારોમાં વહેચાયેલાં છેઃ

એક એ દેવીઓ, દેવતાઓ અને જીવતાં કે મૃત્યુ પામેલાં મનુષ્યો કે જેમની પૂજા કરવામાં આવે છે. તો તેમની તરફ તો માનવીનું વળવું ફકત એ ગરજે હોય છે કે ચમત્કારિક રીતે તેઓ તેની જરૂરિયાતો પૂરી કરે અને તેને આફતોથી બચાવે. હવે સત્યના માર્ગદર્શનની વાત કરીએ તો તે કયારેય તેમના તરફથી આવ્યું નહીં તેમજ કયારેય કોઈ મુશ્રિક તેના માટે તેમની તરફ વળ્યો નહીં, અને કોઈ મુશ્રિક આ પણ નથી કહેતો કે તેની આ પૂજનીય હસ્તીઓ તેને નૈતિક મૂલ્યો, સામાજિક જીવન, સંસ્કૃતિ-આર્થિક જીવન, રાજનીતિ, કાનૂન, અદાલત વગેરેના નિયમો શિખવાડે.

બીજાં એ લોકો છે જેમનાં બનાવેલાં સિદ્ધાંતો અને નિયમોનું અનુસરણ અને પાલન કરવામાં આવે છે. હા, તેઓ માર્ગદર્શક તો જરૂર છે પરંતુ સવાલ આ છે કે શું તેઓ ખરેખર ''સત્યદર્શક'' પણ છે અથવા હોઈ શકે છે? શું તેમનામાંથી કોઈનું પણ જ્ઞાન એ તમામ સત્યોને આવરી લે છે જેમનું જાણવું માનવજીવનના સાચા

أَنْ يُّتَّبَعَ أَمَّنْ لَّا يَهِدِّيْٓ إِلَّآ أَنْ يُّهْدٰى ۚ فَمَا لَكُمْ ۗ كَيْفَ
تَحْكُمُوْنَ ﴿٣٥﴾ وَمَا يَتَّبِعُ أَكْثَرُهُمْ إِلَّا ظَنًّا ۭ إِنَّ الظَّنَّ لَا يُغْنِيْ
مِنَ الْحَقِّ شَيْـًٔا ۭ إِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِمَا يَفْعَلُوْنَ ﴿٣٦﴾ وَمَا كَانَ هٰذَا
الْقُرْاٰنُ أَنْ يُّفْتَرٰى مِنْ دُوْنِ اللّٰهِ وَلٰكِنْ تَصْدِيْقَ الَّذِيْ بَيْنَ
يَدَيْهِ وَتَفْصِيْلَ الْكِتٰبِ لَا رَيْبَ فِيْهِ مِنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٣٧﴾

---

**કે તેનું અનુસરણ કરવામાં આવે અથવા તે જે પોતે રસ્તો પામતો નથી સિવાય કે તેને રસ્તો દેખાડવામાં આવે? છેવટે તમને થઈ શું ગયું છે, કેવા ઊંધાં ફેસલાં કરો છો?**

**હકીકતમાં આમનામાંથી મોટાભાગના લોકો ફક્ત અટકળો અને અનુમાનોની પાછળ ચાલી રહ્યાં છે,[૪૪] જો કે અનુમાન સત્યની જરૂરિયાતને જરા પણ પૂરી કરતો નથી. જે કંઈ આ લોકો કરી રહ્યાં છે અલ્લાહ તેને સારી રીતે જાણે છે.**

**અને આ કુર્આન એ વસ્તુ નથી જે અલ્લાહની વહી અને તાલીમ વિના લખી લેવામાં આવે. બલકે આ તો જે કંઈ પહેલાં આવી ગયેલું હતું તેનું સમર્થન અને અલકિતાબની વિગતો છે.[૪૫] આમાં કોઈ શંકા નથી કે આ જગતના હાકેમ તરફથી છે.**

---

સિદ્ધાંતો ઘડવા માટે જરૂરી છે ? શું તેમનામાંથી કોઈની પણ દૃષ્ટિ એ સમગ્ર ક્ષેત્રો ઉપર ફેલાયેલી છે જેમાં માનવજીવન સાથે સંબંધ ધરાવતા પ્રશ્નો ફેલાયેલાં છે ? શું તેમનામાંથી કોઈ પણ એ કમજોરીઓથી, એ પૂર્વગ્રહોથી, એ વ્યક્તિગત અથવા સામૂહિક હિતોથી, એ હેતુઓ અને ઈચ્છાઓથી, અને વલણોથી પર છે જે માનવસમાજ માટે ન્યાયી કાયદાઓ બનાવવામાં અવરોધક બને છે ? જો જવાબ નકારમાં હોય અને સ્પષ્ટ છે કે કોઈ પણ સાચી સમજ ધરાવતો માણસ આ સવાલોનો જવાબ હકારમાં આપી શકે નહીં, તો પછી છેવટે આ લોકો ''સત્યના માર્ગદર્શન'' ના મૂળ સ્રોત કેવી રીતે બની શકે છે?

એટલા જ માટે કુર્આન આ સવાલ કરે છે કે લોકો, તમારા આ ધાર્મિક ખુદાઓ અને સાંસ્કૃતિક ખુદાઓમાં કોઈ આવો પણ છે જે સાચા રસ્તા તરફ તમારું માર્ગદર્શન કરનાર હોય ? ઉપરના સવાલોની સાથે મળીને આ છેલ્લો સવાલ દીન અને ધર્મના સમગ્ર પ્રશ્નનો ફેંસલો કરી દે છે. માનવીની તમામ જરૂરિયાતો બે જ પ્રકારની છે. એક પ્રકારની જરૂરિયાતો આ છે કે કોઈ તેનો પાલનહાર હોય, કોઈ તેનો આશ્રય અને ઠેકાણું હોય, કોઈ પ્રાર્થનાઓનો સાંભળનાર અને જરૂરિયાતોને પૂરી કરનાર હોય કે જેનો કાયમી સહારો દુનિયાના આ અસ્થિર સહારાઓની વચ્ચે રહીને મેળવી શકે. આમ, ઉપરના સવાલોએ ફેંસલો કરી દીધો કે આ જરૂરિયાતોને પૂરી કરનાર ખુદા સિવાય બીજો કોઈ નથી. બીજા પ્રકારની જરૂરિયાતો આ પ્રમાણે છે કે કોઈ એવો માર્ગદર્શક હોય જે દુનિયામાં જીવન જીવવાના સાચા નિયમો બતાવે અને જેના આપેલા જીવનના નિયમોનું પાલન પૂર્ણ

اَمۡ يَقُوۡلُوۡنَ افۡتَرٰٮهُ‌ ؕ قُلۡ فَاۡتُوۡا بِسُوۡرَةٍ مِّثۡلِهٖ وَادۡعُوۡا مَنِ
اسۡتَطَعۡتُمۡ مِّنۡ دُوۡنِ اللّٰهِ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ ۝٣٨ بَلۡ كَذَّبُوۡا بِمَا
لَمۡ يُحِيۡطُوۡا بِعِلۡمِهٖ وَلَمَّا يَاۡتِهِمۡ تَاۡوِيۡلُهٗ‌ ؕ كَذٰلِكَ كَذَّبَ الَّذِيۡنَ

**શું આ લોકો કહે છે કે પયગમ્બરે આને જાતે લખી લીધો છે ? કહો, ''જો તમે તમારા આ આક્ષેપમાં સાચા છો તો એક સૂરઃ આના જેવી લખી લાવો અને એક ખુદાને છોડીને જેને જેને બોલાવી શકતાં હોવ મદદમાં બોલાવી લો.''[૪૬] સાચું આ છે કે જે વસ્તુ તેમના જ્ઞાનની પહોંચમાં નથી આવી અને જેનું પરિણામ પણ તેમની સામે નથી આવ્યું, તેને તેમણે (બિનજરૂરી રીતે અટકળો દોડાવી) ખોટું ઠેરવી દીધું.[૪૭] આવી જ રીતે તો તેમના પુરોગામીઓ પણ**

ભરોસા અને સંતોષ સાથે કરી શકાય. આમ, આ છેલ્લા સવાલે તેનો પણ ફેંસલો કરી દીધો કે તે પણ માત્ર ખુદા જ છે. આના પછી જીદ અને હઠાગ્રહ સિવાય કોઈ વસ્તુ બાકી રહેતી નથી જેના કારણે માનવી શિર્કયુકત ધર્મો અને બિનસાંપ્રદાયિક (Secular) સાંસ્કૃતિક, નૈતિક અને રાજનૈતિક સિદ્ધાંતોને વળગેલો રહે.

(૪૪) એટલે કે જેમણે ધર્મો રચ્યાં,જેમણે ફિલસૂફીઓ રચી અને જેમણે જીવનના નિયમો ઘડ્યાં તેમણે પણ આ બધું કોઈ જ્ઞાનના આધારે નહીં બલકે અનુમાન અને કલ્પનાના આધારે જ કર્યું, અને જેમણે આ ધાર્મિક અને દુનિયાના માર્ગદર્શકોનું અનુસરણ કર્યું તેમણે પણ સમજી-વિચારીને નહીં બલકે ફકત આ ધારણાના આધારે તેમનું અનુસરણ સ્વીકારી લીધું કે આવા મોટા મોટા લોકો જયારે આ કહે છે તથા બાપદાદા તેમને માનતા આવ્યાં છે તેમજ દુનિયાના ઘણાં લોકો તેમનું અનુસરણ કરી રહ્યાં છે ત્યારે જરૂર તેઓ સાચું જ કહેતાં હશે.

(૪૫) ''જે કંઈ પહેલાં આવી ગયેલું હતું તેનું સમર્થન છે,'' એટલે કે શરૂઆતથી જે સૈદ્ધાંતિક શિક્ષણ નબીઓ અ.સ. મારફતે માનવીને મોકલવામાં આવતું રહ્યું છે તેનાથી અલગ કોઈ નવી વસ્તુ આ કુર્આન રજૂ કરી રહ્યું નથી, બલકે તેમને જ સમર્થન અને અનુમોદન આપી રહ્યું છે. જો આ કોઈ નવા ધર્મના સ્થાપકના મગજની ઉપજનું પરિણામ હોત તો તેમાં જરૂર આ પ્રયાસ જોવા મળત કે જૂના સત્યોની સાથે થોડોક પોતાનો અનોખો રંગ પણ ભેળવીને પોતાની અલગ શાન દેખાડવામાં આવે.

''અલકિતાબની વિગતો છે,'' એટલે કે એ સૈદ્ધાંતિક શિક્ષણ કે જે તમામ આકાશી ગ્રંથોનું સત્ત્વ અને ખુલાસો (અલકિતાબ) છે આમાં વિસ્તારીને દલીલો અને પુરાવાઓની સાથે, શિખામણ અને સમજાવટની સાથે, સ્પષ્ટતા અને સમજૂતી સાથે, તેમજ વ્યાવહારિક પરિસ્થિતિ ઉપર લાગુ કરવાની સાથે વર્ણવવામાં આવ્યું છે.

(૪૬) સામાન્ય રીતે લોકો માને છે કે આ પડકાર માત્ર કુર્આનની સરળ ભાષા અને સુંદર વર્ણનશૈલી તથા તેની સાહિત્યિક ખૂબીઓની દૃષ્ટિએ હતો. કુર્આનના ચમત્કાર માટે જે રીતની ચર્ચાઓ કરવામાં આવી છે તેના ઉપરથી આ ગેરસમજ થવી અશકય પણ નથી. પરંતુ કુર્આનનું સ્થાન આનાથી ઘણું ઊંચું છે કે તે પોતાના અનોખાપણાં અને અનુપમતાના દાવાનો આધાર માત્ર પોતાની શાબ્દિક ખૂબીઓ ઉપર રાખે. બેશક કુર્આન પોતાની ભાષાની દૃષ્ટિએ પણ લાજવાબ છે, પરંતુ એ મૂળ વસ્તુ કે જેના આધારે આ કહેવામાં આવ્યું છે કે માનવમગજ આવું પુસ્તક લખી શકતું નથી, તેના વિષયો અને તેનું શિક્ષણ છે. આમાં ચમત્કારના જે જે પાસાં છે

مِنْ قَبْلِهِمْ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الظّٰلِمِيْنَ ﴿٣٩﴾ وَمِنْهُمْ مَّنْ
يُّؤْمِنُ بِهٖ وَمِنْهُمْ مَّنْ لَّا يُؤْمِنُ بِهٖ ؕ وَرَبُّكَ اَعْلَمُ بِالْمُفْسِدِيْنَ ﴿٤٠﴾ ع
وَاِنْ كَذَّبُوْكَ فَقُلْ لِّيْ عَمَلِيْ وَلَكُمْ عَمَلُكُمْ ۚ اَنْتُمْ بَرِيْٓـُٔوْنَ
مِمَّاۤ اَعْمَلُ وَاَنَا بَرِيْٓءٌ مِّمَّا تَعْمَلُوْنَ ﴿٤١﴾ وَمِنْهُمْ مَّنْ
يَّسْتَمِعُوْنَ اِلَيْكَ ؕ اَفَاَنْتَ تُسْمِعُ الصُّمَّ وَلَوْ كَانُوْا لَا يَعْقِلُوْنَ ﴿٤٢﴾




**ખોટું ઠેરવી ચૂક્યાં છે પછી જોઈ લો એ જુલમીઓનો શો અંજામ આવ્યો. આમાંથી કેટલાક લોકો ઈમાન લાવશે અને કેટલાક નહીં લાવે અને તારો માલિક આ બગાડ ફેલાવનારાઓને સારી રીતે જાણે છે.[૪૮] (રુકૂઅ ૪) જો આ તને ખોટો ઠેરવે છે તો કહી દે કે ''મારૂં કર્મ મારા માટે છે અને તમારૂં કર્મ તમારા માટે, જે કંઈ હું કરું છું તેની જવાબદારીમાંથી તમે મુક્ત છો અને જે કંઈ તમે કરી રહ્યાં છો તેની જવાબદારીમાંથી હું મુક્ત છું.[૪૯]''**

**આમની અંદર ઘણાં લોકો છે જે તારી વાતો સાંભળે છે, પરંતુ શું તું બહેરાંને સંભળાવીશ ચાહે તેઓ કંઈ સમજતાં ન હોય?[૫૦]**

અને જે કારણોસર તેમનું અલ્લાહ તરફથી હોવાનું નિર્વિવાદ છે અને માનવીનું આવું લખાણ લખવા માટે સમર્થ હોવું અશકય છે તેમને કુર્આનમાં અલગ અલગ પ્રસંગોએ કહી દેવામાં આવ્યું છે અને અમે આવા બધાં જ સ્થળોની સ્પષ્ટતા અગાઉ પણ કરતાં રહ્યાં છીએ તેમજ હવે પછી પણ કરીશું. એટલા માટે અહીં વાત લાંબી ન થઈ જાય એટલા માટે આ ચર્ચાથી દૂર રહીએ છીએ. (સમજૂતી માટે જુઓ, સૂરઃ તૂર, નોંધ ક્રમાંક ૨૬ અને ૨૭).

(૪૭) ખોટું કાં તો એ આધારે ઠરાવી શકાયું હોત કે આ લોકોને આ પુસ્તકનું બનાવટી હોવું તપાસણી કરતાં જણાયું હોત. અથવા આ આધારે એ તાર્કિક હોત કે જે હકીકતો આમાં વર્ણવવામાં આવી છે અને જે ખબરો આમાં આપવામાં આવી છે તે ખોટી પુરવાર થઈ જાત. પરંતુ ખોટા ઠરાવવાના આ બન્ને કારણોમાંથી કોઈ કારણ પણ અહીં અસ્તિત્વ ધરાવતું નથી. કોઈ પણ વ્યક્તિ આ કહી શકતી નથી કે તે જ્ઞાનના આધારે જાણે છે કે આ પુસ્તક ઘડી કાઢીને ખુદાના નામે ચઢાવવામાં આવ્યું છે, તેમજ કોઈએ ગેબના પડદાની પાછળ ઝાંખીને આ જોઈ લીધું છે કે હકીકતમાં ઘણાં ખુદાઓ અસ્તિત્વ ધરાવે છે અને આ પુસ્તક અમસ્તાં જ એક ખુદાની ખબર સંભળાવી રહ્યું છે, અથવા વાસ્તવમાં ખુદા અને ફરિશ્તાઓ તેમજ વહી વગેરે જેવી કોઈ હકીકત નથી અને આ પુસ્તકમાં બિનજરૂરી રીતે આ વાર્તા ઘડી કાઢવામાં આવી છે. ન તો કોઈએ મરીને એ જોઈ લીધું છે કે બીજા જીવન અને તેના હિસાબ-કિતાબ અને વળતર અને શિક્ષાના જે સમાચારો આ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે તે ખોટાં છે આમ છતાં માત્ર નરી શંકા અને અનુમાનના આધારે આ રીતે આને ખોટો ઠેરવવામાં આવી રહ્યો છે કે જાણે વૈજ્ઞાનિક રીતે આના બનાવટી અને ખોટા હોવાની તપાસ કરી લેવામાં આવી છે.

وَمِنْهُمْ مَّنْ يَّنْظُرُ اِلَيْكَ ؕ اَفَاَنْتَ تَهْدِى الْعُمْىَ وَلَوْ كَانُوْا لَا يُبْصِرُوْنَ ﴿۴۳﴾
اِنَّ اللّٰهَ لَا يَظْلِمُ النَّاسَ شَيْـًٔا وَّلٰكِنَّ النَّاسَ اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿۴۴﴾

**આમની અંદર ઘણાં લોકો છે જે તને જુએ છે, પરંતુ શું તું આંધળાંને રસ્તો દેખાડીશ ચાહે તેમને કંઈ દેખાતું ન હોય ?[૫૧] હકીકતમાં અલ્લાહ લોકો ઉપર જુલમ નથી કરતો, લોકો પોતે જ પોતાની ઉપર જુલમ કરે છે.[૫૨] (આજે આ દુનિયાના જીવનમાં મદમસ્ત છે)**

(૪૮) ઈમાન નહીં લાવનારાઓ વિષે કહેવામાં આવી રહ્યું છે કે ''ખુદા આ બગાડ ફેલાવનારાઓને સારી રીતે જાણે છે.'' એટલે કે તેઓ આવી વાતો ઉપજાવી કાઢીને દુનિયાનું મોં તો બંધ કરી શકે છે કે ભાઈ, અમારી સમજમાં વાત આવતી નથી એટલા માટે શુદ્ધ નિયત સાથે અમે આને માનતાં નથી, પરંતુ ખુદા કે જે હૃદય અને અંતરમાં છૂપાયેલાં રહસ્યો સુદ્ધાંથી વાકેફ છે તે આમાંના એકેએક માણસ વિષે જાણે છે કે કેવી રીતે તેણે તેના દિલ અને દિમાગ ઉપર તાળા લગાવ્યાં, પોતાની જાતને ગફલતોમાં ગુમ કરી દીધી, પોતાના અંતરાત્માના અવાજને કચડી નાખ્યો, પોતાના હૃદયમાંથી સત્યની સાક્ષીને બહાર આવવાથી રોકી, પોતાના મગજમાંથી સત્યને સ્વીકારવાની ક્ષમતાને ખતમ કરી નાખી, સાંભળીને અવગણના કરી, સમજી ગયા પછી પણ નહીં સમજવાનો પ્રયાસ કર્યો અને સત્યની સરખામણીમાં પોતાના પૂર્વગ્રહોને, પોતાના દુનિયાના હિતોને, પોતાના જૂઠથી ખરડાયેલાં સ્વાર્થોને અને પોતાની મનની ઇચ્છાઓને તથા વલણોને પ્રાથમિકતા આપી. એટલા જ માટે તેઓ નિર્દોષ માર્ગ ભૂલેલાં નથી બલકે હકીકતમાં બગાડ ફેલાવનારાં છે.

(૪૯) એટલે કે બિનજરૂરી રીતે ઝઘડવાની અને ખોટી ચર્ચાઓ કરવાની કોઈ આવશ્યકતા નથી. જો હું જૂઠ ઉપજાવી કાઢીને બોલી રહ્યો છું તો મારા કર્મનો હું પોતે જવાબદાર છું, તમારી ઉપર તેની કોઈ જવાબદારી નથી. અને જો તમે સાચી વાતને ખોટી કહી રહ્યાં છો તો તમે મારું કંઈ બગાડતાં નથી, પોતાનું જ બગાડી રહ્યાં છો.

(૫૦) એક સાંભળવું તો આ જાતનું હોય છે જેમાં જનાવરો હોંકાટો સાંભળી લે છે. બીજું સાંભળવું આ હોય છે જેમાં અર્થની તરફ ધ્યાન આપવામાં આવતું હોય અને એ તૈયારી હોય કે વાત જો તર્કસંગત હશે તો તેને માની લેવામાં આવશે. જે લોકો કોઈ પૂર્વગ્રહથી પીડાતાં હોય, અને જેમણે પહેલાંથી નકકી કરી લીધું હોય કે તેમની પરંપરાગત માન્યતાઓ અને રીતરિવાજો વિરૂદ્ધ તથા તેમના મનના આકર્ષણો અને રૂચિઓની વિરૂદ્ધ કોઈ વાત, પછી ગમે તેટલી તર્કસંગત હોય, માનીશું નહીં, તેઓ બધું જ સાંભળીને પણ કંઈ જ સાંભળતાં નથી. આવી જ રીતે એ લોકો પણ સાંભળતાં નથી જે લોકો દુનિયામાં જનાવરોની જેમ ગફલતનું જીવન જીવે છે અને ખાવા-પીવા સિવાય બીજી કોઈ વસ્તુમાં રસ ધરાવતાં નથી, અથવા મનના આનંદ અને ઇચ્છાઓની પાછળ એવાં મસ્ત હોય છે કે તેમને આ વાતની કંઈ પડી હોતી નથી કે અમે જે કંઈ કરી રહ્યાં છીએ તે સાચું પણ છે કે નહીં. આવાં બધા જ લોકો કાનથી તો બહેરાં નથી હોતાં પરંતુ દિલના બહેરાં હોય છે.

(૫૧) અહીં પણ એ જ વાત કહેવામાં આવી છે જે ઉપરના કથનમાં કહી છે. માથાની આંખો ખુલ્લી હોવાનો કોઈ ફાયદો નથી, તેમના વડે તો જનાવર પણ જુએ જ છે. મૂળ વસ્તુ દિલની આંખોનું ખુલ્લું હોવું છે. આ વસ્તુ જો કોઈ માણસ પાસે ન હોય તો તે બધું જોઈને પણ કશું જોતો નથી.

આ બન્ને આયતોમાં સંબોધન તો નબી સ.અ.વ.ને કરવામાં આવ્યું છે પરંતુ ઠપકો તો એ લોકોને આપવામાં આવી રહ્યો છે જેમની સુધારણા માટે આપ કામ કરી રહ્યા હતાં. અને આ ઠપકાનો આશય પણ ફકત

وَيَوْمَ يَحْشُرُهُمْ كَاَنْ لَّمْ يَلْبَثُوْٓا اِلَّا سَاعَةً مِّنَ النَّهَارِ
يَتَعَارَفُوْنَ بَيْنَهُمْ ۭ قَدْ خَسِرَ الَّذِيْنَ كَذَّبُوْا بِلِقَاۗءِ اللّٰهِ وَمَا
كَانُوْا مُهْتَدِيْنَ ﴿٤٥﴾ وَاِمَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِيْ نَعِدُهُمْ اَوْ
نَتَوَفَّيَنَّكَ فَاِلَيْنَا مَرْجِعُهُمْ ثُمَّ اللّٰهُ شَهِيْدٌ عَلٰي مَا يَفْعَلُوْنَ ﴿٤٦﴾
وَلِكُلِّ اُمَّةٍ رَّسُوْلٌ ۚ فَاِذَا جَاۗءَ رَسُوْلُهُمْ قُضِيَ بَيْنَهُمْ

**અને જે દિવસે અલ્લાહ આમને એકત્ર કરશે ત્યારે (આ જ દુનિયાનું જીવન તેમને એવું લાગશે) કે જાણે આ માત્ર એકાદ ઘડી માટે એકબીજા સાથે પરિચય કેળવવા માટે રોકાયા હતાં.[૫૩] (તે વખતે એ પુરવાર થઈ જશે કે) હકીકતમાં ભારે નુકસાનમાં રહ્યાં એ લોકો જેમણે અલ્લાહની મુલાકાતને ખોટી ઠેરવી[૫૪] અને કદાપિ તેઓ સીધા રસ્તા ઉપર ન હતાં. જે ખરાબ પરિણામોથી અમે આમને ડરાવી રહ્યાં છીએ તેમનો કોઈ ભાગ અમે તારી હયાતીમાં દેખાડી દઈએ અથવા એ પહેલાં જ તને ઊઠાવી લઈએ, છેવટે તો આમને આવવાનું તો અમારી જ તરફ છે અને જે કંઈ આ લોકો કરી રહ્યાં છે તેના માટે અલ્લાહ સાક્ષી છે.**

**દરેક ઉમ્મત માટે એક પયગમ્બર છે.[૫૫] પછી જ્યારે કોઈ ઉમ્મત પાસે તેનો પયગમ્બર આવી જાય છે ત્યારે તેનો ફેંસલો**

ઠપકો આપવાનો નથી પરંતુ કટાક્ષના તીર એટલા માટે મારવામાં આવી રહ્યાં છે કે તેમની સૂતી પડેલી માનવતા તીરની અણી વાગવાથી જાગૃત થાય અને તેમની આંખો અને કાનથી તેમના દિલ સુધી જતો માર્ગ ખુલી જાય કે જેથી તાર્કિક વાત અને દર્દભરી શિખામણ ત્યાં સુધી પહોંચી શકે. આ વર્ણનશૈલી એવી છે કે જાણે એક નેક માણસ બગડેલા લોકો વચ્ચે ઊંચામાં ઊંચા નૈતિક ચારિત્ર્ય સાથે રહેતો હોય અને અત્યંત નિખાલસતા અને સહાનુભૂતિ સાથે તેમને તેમની આ પતનની સ્થિતિ અંગે સજાગ કરી રહ્યો હોય કે જેમાં તેઓ પડેલાં છે અને ખૂબ જ તર્કબદ્ધ રીતે અને ગંભીરતા સાથે તેમને સમજાવવાનો પ્રયાસ કરી રહ્યો હોય કે તેમના જીવનની પદ્ધતિમાં શું દોષ છે અને સાચી જીવનની પદ્ધતિ કઈ છે. પરંતુ કોઈ પણ માણસ તેના શુદ્ધ જીવનમાંથી બોધ ગ્રહણ કરતો ન હોય, ન તો તેની આ શુભેચ્છાભરી શિખામણો તરફ ધ્યાન આપતો હોય. આવી સ્થિતિમાં બરાબર એવા સમયે કે જ્યારે તે આ લોકોને સમજાવવામાં વ્યસ્ત હોય અને તેની વાતોની તેઓ ઉપેક્ષા કરી રહ્યાં હોય, તેનો કોઈ મિત્ર આવીને તેને કહે કે ભાઈ, આ તમે કયા બહેરાં લોકોને સંભળાવી રહ્યાં છો અને કયા આંધળાઓને રસ્તો દેખાડવા માગો છો, તેમના તો દિલના કાન બંધ છે અને તેમના માથાની આંખો ફૂટેલી છે. આ વાત કહેવાનો એ મિત્રનો ઈરાદો આ નહીં હોય કે નેક માણસ તેના સુધારણાના પ્રયાસો છોડી દે બલકે હકીકતમાં તેનો આશય આ હશે કે કદાચ આ કટાક્ષ અને ઠપકાથી જ આ ઊંઘમાં મસ્ત લોકોને થોડું ભાન આવી જાય.

بِالْقِسْطِ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿٤٧﴾ وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ
اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٤٨﴾ قُلْ لَّآ اَمْلِكُ لِنَفْسِيْ ضَرًّا وَّلَا نَفْعًا
اِلَّا مَا شَآءَ اللّٰهُ ؕ لِكُلِّ اُمَّةٍ اَجَلٌ ؕ اِذَا جَآءَ اَجَلُهُمْ فَلَا
يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ ﴿٤٩﴾ قُلْ اَرَءَيْتُمْ اِنْ اَتٰىكُمْ

**સંપૂર્ણ ન્યાય સાથે ચૂકવી દેવામાં આવે છે અને તેની ઉપર લેશમાત્ર જુલમ કરવામાં આવતો નથી.[૫૬]**

**તેઓ કહે છે કે જો તમારી આ ધમકી સાચી છે તો છેવટે આ ક્યારે પૂરી થશે ? કહો "મારા અધિકારમાં ખુદ મારો નફો અને નુકસાન પણ નથી, બધું જ અલ્લાહની મરજી ઉપર અવલંબે છે.[૫૭] દરેક ઉમ્મત માટે મહેતલની એક મુદત છે, જ્યારે આ મુદત સમાપ્ત થઈ જાય છે ત્યારે ઘડીભર વહેલું અને મોડું પણ થતું નથી."[૫૮] આમને કહો, ક્યારેય તમે આ પણ વિચાર્યું કે જો અલ્લાહની**

(૫૨) એટલે કે અલ્લાહે તો તેમને કાન પણ આપ્યાં છે અને આંખો પણ આપી છે તથા દિલ પણ. તેણે તેના તરફથી કોઈ એવી વસ્તુ તેમને આપવામાં કંજૂસાઈ કરી નથી જે સત્ય અને અસત્ય વચ્ચેનો ભેદ પારખવા માટે તથા સમજવા માટે જરૂરી હતી. પરંતુ લોકોએ ઇચ્છાઓની ગુલામી અને દુનિયાના પ્રેમમાં પડીને જાતે જ પોતાની આંખો ફોડી નાખી છે, તેમના કાન બહેરા કરી લીધાં છે અને તેમના દિલોને એટલાં વિકૃત કરી લીધાં છે કે તેમની અંદર સારા અને ખરાબનો ભેદ, ખરા અને ખોટાની સમજ તથા અંતરાત્માના જીવનની કોઈ અસર બાકી ન રહી.

(૫૩) એટલે કે જયારે એક તરફ આખિરતનું અસીમ જીવન તેમની સામે હશે અને બીજી તરફ આ લોકો પાછા વળીને પોતાના દુનિયાના જીવન ઉપર નજર નાખશે ત્યારે તેમને ભવિષ્યની સરખામણીમાં તેમનો ભૂતકાળ સાવ ક્ષુલ્લક લાગશે. એ વખતે તેમને ખ્યાલ આવશે કે તેમણે તેમના પૂર્વજીવનમાં થોડા આનંદ અને લાભો ખાતર તેમના આ શાશ્વત ભાવિને બગાડીને કેવી મોટી મૂર્ખામીનું આચરણ કર્યું છે.

(૫૪) એટલે કે એક દિવસે અલ્લાહની સમક્ષ હાજર થવાનું છે.

(૫૫) "ઉમ્મત" શબ્દ અહીં ફકત કોમના અર્થમાં નથી બલકે એક પયગમ્બરના આગમન પછી તેનો સંદેશ જે જે લોકો સુધી પહોંચે એ બધાં જ તેની ઉમ્મત છે. બીજું, આના માટે એ પણ જરૂરી નથી કે પયગમ્બર તેમની વચ્ચે હયાત હોય, બલકે પયગમ્બર પછી પણ જયાં સુધી આ શિક્ષણ અસ્તિત્વમાં રહે અને કોઈ પણ માણસ માટે એ જાણવાનું શકય હોય કે હકીકતમાં તે કઈ વસ્તુનું શિક્ષણ આપતો હતો ત્યાં સુધી જગતના બધા જ લોકો તેની ઉમ્મત ગણવામાં આવશે અને તેમની ઉપર એ હુકમ લાગુ પડશે જે આગળ વર્ણવવામાં આવી રહ્યો છે. આ દૃષ્ટિએ મુહમ્મદ સ.અ.વ.ના આગમન પછી જગતના તમામ લોકો તેમની ઉમ્મત છે અને ત્યાં સુધી રહેશે જયાં સુધી કુર્આન તેના શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશિત થતું રહેશે. એટલા જ માટે આયતમાં આ કહેવામાં આવ્યું નથી કે "દરેક કોમમાં એક પયગમ્બર છે." બલકે એમ કહેવામાં આવ્યું છે કે "દરેક ઉમ્મત માટે એક પયગમ્બર છે."

(૫૬) આનો અર્થ આ છે કે સંદેશનું કોઈ માનવસમુદાય સુધી પહોંચવું તે બીજા શબ્દોમાં એ સમુદાય માટે

عَذَابُهٗ بَيَاتًا اَوۡ نَهَارًا مَّاذَا يَسۡتَعۡجِلُ مِنۡهُ الۡمُجۡرِمُوۡنَ ﴿٥٠﴾ اَثُمَّ
اِذَا مَا وَقَعَ اٰمَنۡتُمۡ بِهٖ ؕ آٰلۡـٰٔنَ وَقَدۡ كُنۡتُمۡ بِهٖ تَسۡتَعۡجِلُوۡنَ ﴿٥١﴾
ثُمَّ قِيۡلَ لِلَّذِيۡنَ ظَلَمُوۡا ذُوۡقُوۡا عَذَابَ الۡخُلۡدِ ۚ هَلۡ تُجۡزَوۡنَ
اِلَّا بِمَا كُنۡتُمۡ تَكۡسِبُوۡنَ ﴿٥٢﴾ وَيَسۡتَنۡۢبِـُٔوۡنَكَ اَحَقٌّ هُوَ ؕ قُلۡ اِىۡ وَ
رَبِّىۡۤ اِنَّهٗ لَحَقٌّ ؕ وَمَاۤ اَنۡتُمۡ بِمُعۡجِزِيۡنَ ﴿٥٣﴾ وَلَوۡ اَنَّ لِكُلِّ نَفۡسٍ رુકૂઅ ૫
ظَلَمَتۡ مَا فِى الۡاَرۡضِ لَافۡتَدَتۡ بِهٖ ؕ وَاَسَرُّوا النَّدَامَةَ لَمَّا

**આફત ઓચિંતી રાત્રે કે દિવસે આવી જાય (ત્યારે તમે શું કરી શકો છો ?) આખરે આ એવી કઈ વસ્તુ છે જેના માટે ગુનેગારો ઉતાવળા થાય ? શું જ્યારે તે તમારી ઉપર આવી જાય ત્યારે જ તમે તેને માનશો ?— હવે બચવા માગો છો ? જો કે તમે પોતે જ તેના વહેલા આવવાની માગણી કરી રહ્યા હતાં ! પછી જુલમીઓને કહેવામાં આવશે કે હવે કાયમી યાતનાનો સ્વાદ ચાખો, જે કંઈ તમે કમાવતા રહ્યાં છો તેના બદલા સિવાય બીજો ક્યો બદલો તમને આપી શકાય ?**

**પછી પૂછે છે કે શું ખરેખર આ સાચું છે જે તમે કહી રહ્યાં છો ? કહો ‘મારા માલિકના સોગંદ, આ તદ્દન સાચું છે અને તમે એટલું જોર ધરાવતાં નથી કે તેને પ્રગટ થવાથી રોકી દો.’’ (રુકૂઅ ૫). હવે જો એ દરેક માણસ પાસે કે જેણે જુલમ આચર્યો છે, ધરતી ઉપરની તમામ દોલત પણ હોય તો એ સજામાંથી બચવા માટે તે તેને મુક્તિદંડ તરીકે આપવા માટે તૈયાર થઈ જશે. જ્યારે આ લોકો આ આફતને જોઈ લેશે ત્યારે મનોમન પસ્તાશે.[૫૯]**

અલ્લાહની દલીલનું પૂરૂં થઈ જવું છે. આના પછી ફક્ત ફેંસલો જ બાકી રહી જાય છે, વધારાની કોઈ દલીલ કરવાની જરૂરિયાત રહેતી નથી અને આ ફેંસલો ખૂબ જ ન્યાયપૂર્વક કરવામાં આવે છે. જે લોકો પયગમ્બરની વાત માની લે અને પોતાનું વલણ સુધારી લે તેઓ અલ્લાહની કૃપાના હકકદાર ઠરે છે અને જે લોકો તેની વાતને ન માને તેઓ સજાને પાત્ર ઠરે છે, પછી તે સજા દુનિયા તથા આખિરત બન્નેમાં આપવામાં આવે અથવા માત્ર આખિરતમાં.

(૫૭) એટલે કે મેં કયારે આ કહયું હતું કે આ ફેંસલો હું કરીશ અને નહીં માનનારા લોકોને સજા આપીશ ? એટલા માટે મને શા માટે પૂછો છો કે ફેંસલો કરવાની ધમકી કયારે પૂરી થશે. ધમકી તો અલ્લાહે આપી છે અને તે જ ફેંસલો પણ કરશે અને આ વાત તેના અખત્યારમાં છે કે ફેંસલો કયારે કરે અને તેને કયા રૂપમાં તમારી સામે લાવે.

(૫૮) આનો અર્થ આ છે કે અલ્લાહતઆલા ઉતાવળો નથી. તેની રીત આ નથી કે જે સમયે

رَاَوُا الۡعَذَابَ‌ ۚ وَقُضِىَ بَيۡنَهُمۡ بِالۡقِسۡطِ‌ وَهُمۡ لَا يُظۡلَمُوۡنَ ﴿۵۴﴾
اَلَاۤ اِنَّ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ‌ ؕ اَلَاۤ اِنَّ وَعۡدَ اللّٰهِ حَقٌّ
وَّلٰـكِنَّ اَكۡثَرَهُمۡ لَا يَعۡلَمُوۡنَ ﴿۵۵﴾ هُوَ يُحۡىٖ وَيُمِيۡتُ وَاِلَيۡهِ تُرۡجَعُوۡنَ ﴿۵۶﴾
يٰۤاَيُّهَا النَّاسُ قَدۡ جَآءَتۡكُمۡ مَّوۡعِظَةٌ مِّنۡ رَّبِّكُمۡ وَشِفَآءٌ لِّمَا
فِى الصُّدُوۡرِ ۙ وَهُدًى وَّرَحۡمَةٌ لِّلۡمُؤۡمِنِيۡنَ ﴿۵۷﴾ قُلۡ بِفَضۡلِ
اللّٰهِ وَبِرَحۡمَتِهٖ فَبِذٰلِكَ فَلۡيَـفۡرَحُوۡا ؕ هُوَ خَيۡرٌ مِّمَّا
يَجۡمَعُوۡنَ ﴿۵۸﴾ قُلۡ اَرَءَيۡتُمۡ مَّاۤ اَنۡزَلَ اللّٰهُ لَكُمۡ مِّنۡ رِّزۡقٍ

**પરંતુ તેમની વચ્ચે પૂરા ન્યાય સાથે ફેંસલો કરવામાં આવશે, કોઈ જુલમ તેમની ઉપર થશે નહીં, સાંભળો ! આકાશો અને ધરતીમાં જે કંઈ છે અલ્લાહનું છે. સાંભળી લેજો ! અલ્લાહનો વાયદો સાચો છે પરંતુ મોટાભાગના લોકો જાણતાં નથી. તે જ જીવન બખ્શે છે અને તે જ મૃત્યુ આપે છે અને તેની જ તરફ તમારે સૌએ પાછા ફરવાનું છે.**

**લોકો, તમારી પાસે તમારા માલિક તરફથી શિખામણ આવી ગઈ છે. આ એ વસ્તુ છે જે દિલોના રોગોની તંદુરસ્તી છે અને જે તેને સ્વીકારી લે તેમના માટે માર્ગદર્શન અને કૃપા છે. હે નબી, કહો કે ''આ અલ્લાહની કૃપા અને તેની મહેરબાની છે કે આ વસ્તુ તેણે મોકલી, આના માટે તો લોકોએ આનંદ મનાવવો જોઈએ. આ એ તમામ વસ્તુઓ કરતાં સારી છે જે લોકો ભેગી કરી રહ્યાં છે.'' હે નબી, આમને કહો ''તમે લોકોએ ક્યારેય આ પણ વિચાર્યું કે જે રોજી[૬૦] અલ્લાહે તમારા માટે ઊતારી હતી**

પયગમ્બરનો સંદેશ કોઈ માણસ અથવા સમુદાયને પહોંચ્યો એ વખતે જે ઈમાન લાવ્યો ફકત તે જ કૃપાનો હકકદાર ઠર્યો અને જેણે પણ તેને માનવાનો ઇનકાર કર્યો અથવા આનાકાની કરી તેની ઉપર તરત જ સજાનો ફેંસલો લાગુ કરી દેવામાં આવ્યો. ના, અલ્લાહનો નિયમ આ છે કે પોતાનો સંદેશ પહોંચાડી દીધા પછી દરેક માણસને તેની વ્યકિતગત હેસિયત પ્રમાણે, અને દરેક સમુદાય અને કોમને તેની સામાજિક હેસિયત પ્રમાણે, વિચારવાની અને સુધરી જવાની પૂરતી તક આપે છે. આ મહેતલનો ગાળો ઘણી વખત સદીઓ સુધી લંબાય છે અને આ વાતને અલ્લાહ જ વધુ સારી રીતે જાણે છે કે કોને કેટલી મહેતલ મળવી જોઈએ. પછી જયારે તે મહેતલ કે જે તદ્દન ન્યાયપૂર્વક તેના માટે રાખવામાં આવી હતી, પૂરી થઈ જાય છે અને એ માણસ અથવા સમુદાય તેના

فَجَعَلْتُمْ مِّنْهُ حَرَامًا وَّحَلٰلًا ؕ قُلْ آٰللّٰهُ اَذِنَ لَكُمْ

**તેમાંથી તમે જાતે જ કોઈને હરામ અને કોઈને હલાલ બનાવી લીધી !''[૬૧] આમને પૂછો ''અલ્લાહે તમને આની પરવાનગી આપી હતી ?**

વિદ્રોહી વર્તનને છોડતો નથી ત્યારે અલ્લાહતાલા તેની ઉપર પોતાનો ફેંસલો લાગુ કરી દે છે. આ ફેંસલાનો સમય અલ્લાહે નકકી કરેલી મુદત કરતાં ન તો એક ઘડી વહેલો આવી શકે છે અને ન તો સમય આવી ગયા પછી એક ઘડી માટે પણ ટળી શકે છે.

(૫૯) જે વસ્તુને જીવનભર ખોટી કહેતા રહયાં, જેને જૂઠ માનીને આખી જિંદગી ખોટા કામો પાછળ ખર્ચી નાખી અને જેના સમાચાર આપનાર પયગમ્બરો ઉપર જાત જાતના આક્ષેપો કરતા રહયાં એ જ વસ્તુ જયારે તેમની અપેક્ષા વિરૂદ્ધ અચાનક તેમની સામે આવીને ઊભી થઈ જશે ત્યારે તેમના પગ તળેથી ધરતી ખસી જશે. તેમનો અંતરાત્મા તેમને પોતે બતાવી દેશે કે જયારે વાસ્તવિકતા આ હતી તો જે કંઈ તેઓ દુનિયામાં કરીને આવ્યાં છે તેનું પરિણામ હવે શું આવવાનું છે. જાતે કરેલાં કર્મોનો કોઈ ઈલાજ નથી. મોઢાં સીવાઈ જશે અને પસ્તાવા અને અફસોસના કારણે દિલો અંદરથી બેસી જતાં હશે. જે માણસે અનુમાન અને કલ્પનાઓ ઉપર આધારિત સોદા ઉપર તેની તમામ મૂડી લગાવી દીધી હોય અને કોઈ શુભેચ્છક માણસની વાત માની ન હોય તે દેવાળું કાઢયા પછી પોતાના સિવાય બીજા કોને ફરિયાદ કરી શકે છે ?

(૬૦) ઊર્દુ ભાષામાં રિઝક رزق શબ્દ ખાવાપીવાની વસ્તુઓઓ માટે વપરાય છે એટલા જ માટે લોકો અહીં એવું માને છે કે અહીં પકડ માત્ર એ કાનૂન બનાવવા માટે કરવામાં આવી છે જે જમવાની થાળીમાં પરોસવાની વસ્તુઓ માટે ધાર્મિક અંધશ્રદ્ધાઓ અથવા રીત-રિવાજોના કારણે લોકોએ બનાવી લીધાં છે. આ ગેરસમજમાં અજ્ઞાન અને સામાન્ય લોકો જ નહીં બલકે વિદ્વાનો સુદ્ધાં છે. જો કે અરબી ભાષામાં રિઝક શબ્દ માત્ર ખાદ્યપદાર્થો સુધી સીમિત નથી બલકે દેણગી, બક્ષિસ અને નસીબના અર્થમાં સામાન્ય રીતે બોલાય છે. અલ્લાહતાલાએ જે કંઈ દુનિયામાં મનુષ્યને આપ્યું છે તે બધું જ તેનું રિઝ્ક છે એટલે સુધી કે સંતાન પણ રિઝ્ક છે. અસ્માઉર્રિજાલના પુસ્તકોમાં અનેક રિવાયતકર્તાઓના નામ રિઝક, રૂઝૈક અને રિઝકુલ્લાહ જોવા મળે છે જેનો અર્થ લગભગ એ જ છે જે આપણી ભાષામાં અલ્લાહની દેણગીનો અર્થ છે. પ્રખ્યાત દુઆ اللهم ارنا الحق حقا وارزقنا اتباعه, એટલે કે અમારી ઉપર સત્ય સ્પષ્ટ કર અને અમને તેનું પાલન કરવાની અનુકૂળતા આપ. રૂઢિપ્રયોગ તરીકે બોલવામાં આવે છે رُزِقَ علمًا ''ફલાણા માણસને જ્ઞાન આપવામાં આવ્યું છે.'' હદીસમાં આવે છે કે અલ્લાહતાલા દરેક ગર્ભવતીના પેટમાં એક ફરિશ્તો મોકલે છે અને તે જન્મનારનું રિઝ્ક અને તેની ઉંમરની મુદ્દત અને તેનું કામ લખી દે છે.સ્પષ્ટ છે કે અહીં રિઝકનો અર્થ ફકત એ ખાદ્યપદાર્થો જ નથી જે એ બાળકને ભવિષ્યમાં મળવાનાં છે પરંતુ એ બધું જ છે જે તેને દુનિયામાં આપવામાં આવશે. ખુદ કુર્આનમાં છે કે وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ''જે કંઈ અમે તેમને આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે.'' આમ રિઝકને માત્ર ભાણામાં પીરસવામાં આવતી વસ્તુઓ સુધી મર્યાદિત માનવું અને આ વિચારવું કે અલ્લાહતાલાને માત્ર જમવાની થાળીમાં આ બંધનો અને મુક્તિઓ સામે વાંધો છે જે ખાવાપીવાની વસ્તુઓની બાબતમાં લોકોએ પોતાની જાતે અપનાવી લીધી છે, મોટી ભૂલ છે. અને આ કોઈ સામાન્ય ભૂલ નથી. આના કારણે ખુદાના દીનનું એક ઘણું મોટું કાનૂની શિક્ષણ લોકોની નજરોથી છૂપાઈ ગયું છે. આ આ જ ભૂલનું તો પરિણામ છે કે ખાવાપીવાની વસ્તુઓમાં હલાલ અને હરામ, જાઇઝ અને નાજાઇઝનો મામલો તો ધાર્મિક મામલો માનવામાં આવે છે પરંતુ સંસ્કૃતિના વધુ વિશાળ




اَمْ عَلَى اللّٰهِ تَفْتَرُوْنَ ۝٥٩ وَمَا ظَنُّ الَّذِيْنَ يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ
يَوْمَ الْقِيٰمَةِ ؕ اِنَّ اللّٰهَ لَذُوْ فَضْلٍ عَلَى النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا
يَشْكُرُوْنَ ۝٦٠ وَمَا تَكُوْنُ فِيْ شَاْنٍ وَّمَا تَتْلُوْا مِنْهُ مِنْ قُرْاٰنٍ وَّ

**અથવા તમે અલ્લાહ ઉપર આળ મૂકી રહ્યાં છો ?''[૬૨] જે લોકો અલ્લાહ ઉપર આ આળ મૂકે છે તેમનું શું અનુમાન છે કે કયામતના દિવસે તેમની સાથે કેવો વ્યવહાર થશે ? અલ્લાહ તો લોકો ઉપર દયાદૃષ્ટિ રાખે છે પરંતુ મોટાભાગના માણસો એવાં છે જે આભાર માનતાં નથી.[૬૩] (રુકૂઅ ૬)**

**હે નબી, તમે જે હાલતમાં પણ હોવ છો અને કુર્આનમાંથી જે પણ સંભળાવો છો, અને લોકો,**

મામલાઓમાં જો આ સિદ્ધાંત નકકી કરી લેવામાં આવે કે મનુષ્ય જાતે પોતાના માટે હદો નકકી કરવાનો અધિકાર ધરાવે છે, અને આના જ આધારે ખુદા અને તેના ગ્રંથથી લાપરવા બનીને કાયદાઓનું ઘડતર કરવામાં આવે ત્યારે સામાન્ય માણસ તો ઠીક પણ ધાર્મિક વિદ્વાનો, ધાર્મિક કાયદાના નિષ્ણાંતો અને કુર્આનના તફસીરકર્તાઓ અને હદીસના વિદ્વાનો સુદ્ધાંને આ સમજાતું નથી કે આ વસ્તુ પણ એવી જ રીતે દીનની વિરૂદ્ધ છે જેવી રીતે ખાવાપીવાની વસ્તુઓમાં ખુદાઈ કાનૂનથી લાપરવા બનીને જાઈઝ અને નાજાઈઝની હદો પોતાની જાતે નકકી કરી લેવી.

(૬૧) એટલે કે તમને જરા ભાન પણ છે કે આ કેવો મોટો વિદ્રોહપૂર્ણ ગુનો છે જે તમે કરી રહયાં છો? રિઝક અલ્લાહનું છે અને તમે પોતે પણ અલ્લાહના છો, પછી આ અધિકાર તમને કયાંથી મળી ગયો કે અલ્લાહની માલિકીની વસ્તુઓમાં તમારા ભોગવટા, ઉપયોગ અને ફાયદા માટે હદો જાતે જ નકકી કરો? કોઈ નોકર જો આ દાવો કરે કે તેને માલિકના માલમાં તેના ભોગવટા અને અધિકારોની હદો જાતે નકકી કરી લેવાનો અધિકાર છે અને આ મામલામાં માલિકને કંઈ પણ કહેવાની કોઈ જરૂર નથી ત્યારે તેના વિષે તમારો શો અભિપ્રાય છે? તમારો પોતાનો નોકર જો તમારા પોતાના ઘરમાં તમારા ઘરની બધી જ વસ્તુઓમાં તેની કામગીરી અને ઉપયોગ માટે આ આઝાદી અને અખત્યારનો દાવો કરે તો તમે તેની સાથે કેવો વ્યવહાર કરશો? — એ નોકરનો મામલો તો બીજો જ છે જે જરા પણ માનતો નથી કે તે કોઈનો નોકર છે અને કોઈ તેનો માલિક પણ છે અને આ બીજા કોઈનો માલ છે જે તેના કબજામાં છે. બળજબરીથી કબજો કરી લેનાર એ બદમાશની વાત અત્રે ચર્ચા હેઠળ નથી. અહીં સવાલ એ નોકરની સ્થિતિનો છે જે પોતે માની રહયો છે કે તે કોઈનો નોકર છે, અને આ પણ માને છે કે માલ તેનો જ છે જેનો તે નોકર છે અને પછી કહે છે કે આ માલમાં મારા પોતાના ભોગવટાની હદો નકકી કરી લેવાનો અધિકાર મને આપોઆપ જ મળી ગયેલો છે અને માલિકને કંઈ પૂછવાની જરૂર નથી.

(૬૨) એટલે કે તમારી આ સ્થિતિ ફકત આ જ સંજોગોમાં સાચી હોઈ શકત કે જયારે માલિકે પોતે તમને પરવાનગી આપી દીધી હોત કે મારા માલમાં તમે જેવી રીતે ઈચ્છો ભોગવટો કરો, તમારી કામગીરી, તથા ઉપયોગની હદો, નિયમો તથા કાયદા, બધું જ બનાવી લેવાનાં સર્વ અધિકારો મેં તમને સોંપ્યાં. હવે સવાલ આ છે કે શું તમારી પાસે હકીકતમાં આની કોઈ સનદ છે કે માલિકે તમને આ અધિકારો આપી દીધાં છે? અથવા તમે કોઈ પ્રમાણ વિના આ દાવો કરી રહયાં છો કે તે બધાં જ અધિકારો તમને સોંપી ચૂકયો છે? જો પહેલી સ્થિતિ હોય તો મહેરબાની કરીને એ પ્રમાણ રજૂ કરો, નહીં તો બીજી સ્થિતિમાં આ વાત સાવ સ્પષ્ટ છે કે તમે વિદ્રોહ ઉપરાંત

لَا تَعۡمَلُوۡنَ مِنۡ عَمَلٍ اِلَّا كُنَّا عَلَيۡكُمۡ شُهُوۡدًا اِذۡ تُفِيۡضُوۡنَ فِيۡهِ ؕ
وَ مَا يَعۡزُبُ عَنۡ رَّبِّكَ مِنۡ مِّثۡقَالِ ذَرَّةٍ فِى الۡاَرۡضِ وَ لَا فِى
السَّمَآءِ وَ لَاۤ اَصۡغَرَ مِنۡ ذٰلِكَ وَ لَاۤ اَكۡبَرَ اِلَّا فِىۡ كِتٰبٍ مُّبِيۡنٍ ﴿۶۱﴾
اَلَاۤ اِنَّ اَوۡلِيَآءَ اللّٰهِ لَا خَوۡفٌ عَلَيۡهِمۡ وَ لَا هُمۡ يَحۡزَنُوۡنَ ﴿ۚ۶۲﴾ الَّذِيۡنَ
اٰمَنُوۡا وَ كَانُوۡا يَتَّقُوۡنَ ﴿ؕ۶۳﴾ لَهُمُ الۡبُشۡرٰى فِى الۡحَيٰوةِ الدُّنۡيَا وَ فِى
الۡاٰخِرَةِ ؕ لَا تَبۡدِيۡلَ لِكَلِمٰتِ اللّٰهِ ؕ ذٰلِكَ هُوَ الۡفَوۡزُ الۡعَظِيۡمُ ﴿ؕ۶۴﴾ وَ لَا
يَحۡزُنۡكَ قَوۡلُهُمۡ ۘ اِنَّ الۡعِزَّةَ لِلّٰهِ جَمِيۡعًا ؕ هُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ﴿۶۵﴾

**તમે પણ જે કંઈ કરો છો એ બધી વખતે અમે તમને જોતાં રહીએ છીએ. એક કણ જેટલી વસ્તુ આકાશ અને ધરતીમાં એવી નથી, ન નાની ન મોટી, જે તારા માલિકની નજરથી છૂપાયેલી હોય અને એક સ્પષ્ટ પત્રકમાં નોંધાયેલી ન હોય.[૬૪] સાંભળો ! જે અલ્લાહના મિત્રો છે, જે ઈમાન લાવ્યાં અને જેમણે સંયમનું વલણ અપનાવ્યું, તેમના માટે કોઈ ભય અને દુઃખનો અવકાશ નથી. દુનિયા અને આખિરત બન્ને જીવનોમાં તેમના માટે ખુશખબર જ છે. અલ્લાહની વાતો બદલાઈ શકતી નથી. આ જ મોટી સફળતા છે. હે નબી, આ લોકો જે વાતો તારા માટે બોલે છે તે તને દુઃખી ન કરે, ઈજ્જત સંપૂર્ણપણે અલ્લાહના અધિકારમાં છે, અને તે બધું જ સાંભળે અને જાણે છે.**

જૂઠ અને બીજાના નામે જૂઠ ઘડવાનો પણ અપરાધ કરી રહયાં છો.

(૬૩) એટલે કે આ તો માલિકની અત્યંત મહેરબાની છે કે તે નોકરને પોતે જણાવે છે કે મારા ઘરમાં, મારા માલમાં અને ખુદ પોતાની જાતમાં કયું વલણ અપનાવશે તો મારી પ્રસન્નતા, ઇનામ અને પ્રગતિથી નવાજવામાં આવશે, અને કઈ રીત અપનાવવાથી મારા ગુસ્સા, સજા, અને પડતીને પાત્ર બનશે. પરંતુ ઘણાં મૂર્ખ નોકરો આવાં છે જે આ મહેરબાની બદલ આભાર વ્યકત કરતાં નથી. બીજા શબ્દોમાં તેમના મતે આ થવું જોઈતું હતું કે માલિક તેમને બસ તેના ઘરે લાવીને છોડી દેત અને બધો માલ તેમના અખત્યારમાં આપી દીધા પછી છૂપાઈને જોયા કરત કે કયો નોકર શું કરે છે, પછી જયારે પણ તેની મરજી વિરૂદ્ધ — જેની કોઈ નોકરને ખબર નથી — કોઈ કામ કરત તો તેને તે સજા આપી દેત. જો કે માલિકે તેના નોકરોને આવી ભારે પરીક્ષામાં નાખ્યા હોત તો આમાંથી કોઈનું પણ સજામાંથી બચવું શકય ન હતું.

(૬૪) અહીં આ વાતનો ઉલ્લેખ કરવાનો હેતુ નબીને સાંત્વના આપવાનો અને નબીના વિરોધીઓને

اَلَاۤ اِنَّ لِلّٰهِ مَنۡ فِى السَّمٰوٰتِ وَمَنۡ فِى الۡاَرۡضِ ؕ وَمَا يَتَّبِعُ
الَّذِيۡنَ يَدۡعُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ شُرَكَآءَ ؕ اِنۡ يَّتَّبِعُوۡنَ اِلَّا الظَّنَّ
وَاِنۡ هُمۡ اِلَّا يَخۡرُصُوۡنَ ﴿۶۶﴾ هُوَ الَّذِىۡ جَعَلَ لَـكُمُ الَّيۡلَ لِتَسۡكُنُوۡا
فِيۡهِ وَالنَّهَارَ مُبۡصِرًا ؕ اِنَّ فِىۡ ذٰ لِكَ لَاٰيٰتٍ لِّقَوۡمٍ يَّسۡمَعُوۡنَ ﴿۶۷﴾

**જાણી રાખો ! આકાશોના વસનારાં હોય કે ધરતીના, સૌ અલ્લાહના ખરીદેલાં ગુલામ છે. અને જે લોકો અલ્લાહ સિવાયના કેટલાક (પોતાના ઘડી કાઢેલાં) ભાગીદારોને પોકારી રહ્યાં છે તેઓ નર્યી કલ્પનાઓના અનુયાયી છે અને માત્ર અનુમાનો કરે છે. તે અલ્લાહ જ છે જેણે તમારા માટે રાત બનાવી કે તેમાં આરામ મેળવો અને દિવસને પ્રકાશિત બનાવ્યો. આમાં નિશાનીઓ છે એ લોકો માટે જે (કાન ખુલ્લાં રાખીને પયગમ્બરના સંદેશને) સાંભળે છે.**[૬૫]

ચેતવવાનો છે. એક તરફ નબીને કહેવામાં આવી રહયું છે કે સત્યના સંદેશને પહોંચાડવામાં અને અલ્લાહની મખ્લૂકની સુધારણામાં જે પરિશ્રમ અને બલિદાન અને જે ધીરજ અને સહનશીલતા તમે દાખવી રહયાં છો તે અમારી નજરમાં છે. એમ નથી કે આ જોખમથી ભરેલા કામ ઉપર નીમીને અમે તમને તમારી હાલત ઉપર છોડી દીધાં હોય. તમે જે કંઈ કરી રહયાં છો તે પણ અમે જોઈ રહયાં છીએ અને તમારી સાથે જે કંઈ થઈ રહયું છે તેનાથી પણ અમે અજાણ નથી. બીજી તરફ નબીના વિરોધીઓને ચેતવવામાં આવી રહયાં છે કે એક સત્ય તરફ બોલાવનાર અને લોકોના શુભેચ્છકના સુધારણાના પ્રયત્નોમાં અડચણો ઊભી કરીને તમે એમ ન સમજી લેતાં કે તમારી હરકતોને જોનાર કોઈ છે નહીં અને તમારી આ હરકતો વિષે કયારેય પૂછવામાં નહીં આવે. સાવધાન થઈ જાઓ, તમે જે કંઈ કરી રહયાં છો તે ખુદાના રેકર્ડમાં નોંધાઈ રહયું છે.

(૬૫) આ સમજૂતી માગી લેતો વિષય છે જેને ખૂબ જ થોડા શબ્દોમાં વર્ણવવામાં આવ્યો છે. ફિલસૂફી આધારિત ખોજ કે જેનો હેતુ એ શોધી કાઢવાનો હોય છે કે આ સૃષ્ટિમાં બહારથી આપણે જે કંઈ જોઈ રહયાં છીએ અને અનુભવી રહયાં છીએ તેની પાછળ કોઈ હકીકત છૂપાયેલી છે કે કેમ અને છે તો તે શું છે, દુનિયામાં એ બધાં જ લોકો માટે કે જે વહી અને ઈલ્હામ દ્વારા હકીકતનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવતાં નથી, ધર્મ વિષે અભિપ્રાય બાંધવાનું એકમાત્ર સાધન છે. કોઈ પણ માણસ, ચાહે તે નાસ્તિકતા અપનાવે કે પછી શિર્ક અપનાવે અથવા ખુદાપરસ્તી, ગમે તે હોય, કોઈને કોઈ ફિલસૂફી આધારિત ખોજ કર્યા વિના ધર્મ વિષે કોઈ પરિણામ ઉપર પહોંચી શકતો નથી અને પયગમ્બરોએ જે ધર્મ રજૂ કર્યો છે તેની ચકાસણી પણ જો થઈ શકતી હોય તો આવી જ રીતે થઈ શકે છે કે માણસ પોતાની શકિત પ્રમાણે ફિલસૂફી આધારિત ચિંતન કરીને સંતોષ મેળવવાનો પ્રયત્ન કરે કે પયગમ્બર આપણને સૃષ્ટિના દશ્યો પાછળની જે છૂપી હકીકતની ખબર આપી રહ્યાં છે તે દિલમાં ઊતરે છે કે કેમ. આ ખોજના સાચા કે ખોટા હોવાનો બધો જ આધાર ખોજની પદ્ધતિ ઉપર છે. આ પદ્ધતિ ખોટી હોય તો ખોટો અભિપ્રાય અને સાચી હોય તો સાચો અભિપ્રાય બંધાય છે. હવે જરા સમીક્ષા કરીને જુઓ કે દુનિયામાં વિવિધ સમુદાયોએ આ ખોજ માટે કઈ કઈ પદ્ધતિઓ અપનાવી છેઃ

મુશ્રિકોએ સાવ અંધશ્રદ્ધા ઉપર તેમની ખોજનો આધાર રાખ્યો છે.

સ્ટોઈકવાદીઓ અને જોગીઓએ જો કે ધ્યાનનો ઢોંગ રચ્યો છે અને દાવો કર્યો છે કે અમે પ્રગટની પાછળ ઝાંખીને અંદરના દર્શન કરી લઈએ છીએ, પરંતુ હકીકતમાં તેમણે તેમની આ ખોજનો આધાર તેમના અનુમાન ઉપર રાખેલો છે. તેઓ ધ્યાન હકીકતમાં તેમના અનુમાનનો કરે છે, અને તેઓ જે કહે છે કે અમને જે દેખાય છે તેની હકીકત આના સિવાય કંઈ નથી કે અનુમાન વડે તેમણે જે ખ્યાલ બાંધી લીધો છે તેની જ ઉપર ખ્યાલને સ્થિર કરી દેવાથી અને પછી તેની ઉપર માનસિક દબાણ નાખવાથી તેમને એ જ ખ્યાલ હલનચલન કરતો દેખાય છે.

કહેવાતા ફિલસૂફીઓએ કલ્પનાને ખોજનો આધાર બનાવી છે જે હકીકતમાં તો એક અનુમાન જ છે પરંતુ આ અનુમાનના લૂલાપણાનો તેમને ભાસ થતાં તેમણે તાર્કિક દલીલો અને કૃત્રિમ બુદ્ધિની ઘોડીઓ ઉપર તેને ચલાવવાનો પ્રયાસ કર્યો છે અને આનું નામ ''કયાસ'' (કલ્પના) રાખી દીધું છે.

વૈજ્ઞાનિકોએ જો કે વિજ્ઞાનના ક્ષેત્રમાં ખોજ માટે વૈજ્ઞાનિક પદ્ધતિ અપનાવી પરંતુ ભૌતિક જગતથી પર આવેલી હદોમાં પગ મૂકતાં જ તેઓ પણ વૈજ્ઞાનિક પદ્ધતિને છોડીને અનુમાન, કલ્પના, અંદાજ અને અટકળો પાછળ ચાલી નીકળ્યાં.

બીજું, આ બધાં જ જૂથોની અંધશ્રદ્ધાઓ અને અનુમાનોને કોઈને કોઈ રીતે પૂર્વગ્રહનો રોગ પણ લાગી ગયો જેણે તેમને બીજાની વાત નહીં સાંભળવા માટે અને પોતાના ગમતા માર્ગ તરફ વળવા માટે તેમજ વળી ગયા પછી વળેલા રહેવા માટે મજબૂર બનાવી દીધાં.

કુર્આન આ પ્રકારની ખોજ ને મૂળભૂત રીતે ખોટી ઠરાવે છે. તે કહે છે કે તમારા લોકોની ગુમરાહીનું મૂળ કારણ આ જ છે કે તમે સત્યની શોધનો આધાર અનુમાન અને કલ્પના ઉપર રાખો છો અને પછી પૂર્વગ્રહના કારણે કોઈ પણ તાર્કિક વાત સાંભળવા માટે પણ તૈયાર થતાં નથી. આ જ બેવડી ભૂલનું પરિણામ છે કે તમારા માટે જાતે જ સત્ય મેળવવાનું તો અશકય હતું જ, નબીઓએ રજૂ કરેલા દીનને ચકાસીને સાચા અભિપ્રાય સુધી પહોંચવાનું પણ અશકય બની ગયું.

આની સામે કુર્આન ફિલસૂફી આધારિત ખોજ માટે સાચી વૈજ્ઞાનિક અને તાર્કિક પદ્ધતિ આ દર્શાવે છે કે તમે પહેલાં હકીકત વિષે એ લોકોના નિવેદનો કાન ખુલ્લાં રાખીને, પૂર્વગ્રહ રાખ્યા વિના સાંભળો જે દાવો કરે છે કે અમે કલ્પના અને અનુમાન અથવા ધ્યાનાવસ્થા અને ચમત્કારોના આધારે નહીં પરંતુ ''જ્ઞાન''ના આધારે તમને જણાવી રહયાં છીએ કે હકીકત આ છે. પછી સૃષ્ટિમાં જે પ્રતીકો (કુર્આનના શબ્દપ્રયોગમાં ''નિશાનીઓ'') તમારા જોવામાં અને અનુભવવામાં આવે છે તેમની ઉપર ચિંતન કરો, તેમની સાક્ષીઓને ગોઠવીને જુઓ, અને શોધ કરતાં જાઓ કે આ દશ્યમાન વસ્તુઓની પાછળ જે હકીકતની તરફ આ લોકો ઈશારો કરી રહયાં છે તેની તરફ ઈશારો કરનારી નિશાનીઓ તમને આ જ દશ્યમાં જોવા મળે છે કે કેમ. જો આવી નિશાનીઓ દેખાય અને તેમના સંકેતો પણ સ્પષ્ટ હોય તો પછી કોઈ કારણ નથી કે બિનજરૂરી રીતે એ લોકોને ખોટાં ઠેરવો જેમનું નિવેદન પ્રકૃતિની નિશાનીઓની સાક્ષીઓ પ્રમાણે જોવા મળે છે. — ફિલસૂફીની આ જ પદ્ધતિ ઈસ્લામનો આધાર છે જેને છોડીને, અફસોસની વાત છે કે, મુસલમાન ફિલસૂફીઓ પણ એરિસ્ટોટલ અને સોક્રેટિસના પદ્‌ચિહ્‌નો ઉપર ચાલી નીકળ્યાં.

કુર્આનમાં ઠેરઠેર આ પદ્ધતિનો અનુરોધ કરવામાં આવ્યો છે, એટલુ જ નહીં બલકે સૃષ્ટિની નિશાનીઓને રજૂ કરી કરીને તેમાંથી પરિણામ તારવવા માટે તથા સત્ય સુધી પહોંચવા માટેની જાણે કે વ્યવસ્થિત તાલીમ આપવામાં આવી છે કે જેથી વિચારવાની અને સંશોધનની આ રીત મગજમાં બેસી જાય. એટલા માટે આ આયતમાં પણ ઉદાહરણના રૂપમાં માત્ર બે જ નિશાનીઓ તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે, એટલે કે દિવસ અને

قَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا سُبْحٰنَهٗ ؕ هُوَ الْغَنِيُّ ؕ لَهٗ مَا فِي السَّمٰوٰتِ
وَمَا فِي الْاَرْضِ ؕ اِنْ عِنْدَكُمْ مِّنْ سُلْطٰنٍۭ بِهٰذَا ؕ اَتَقُوْلُوْنَ

**લોકોએ કહી દીધું કે અલ્લાહે કોઈને પુત્ર બનાવ્યો છે.[૬૬] સુબ્હાનલ્લાહ ![૬૭] તે તો સર્વસંપન્ન છે, આકાશો અને ધરતીમાં જે કંઈ છે બધું જ તેની જાગીર છે.[૬૮] તમારી પાસે આ કથન માટે છેવટે દલીલ શું છે ? શું તમે અલ્લાહ વિષે**

રાત. આ રાત અને દિવસનું એક પછી એક આવવું હકીકતમાં સૂર્ય અને ધરતી વચ્ચેના સંબંધોમાં ખૂબ જ નિયમિત રીતે થતા ફેરફારના કારણે પ્રગટ થાય છે. આ એક વિશ્વવ્યાપી વ્યવસ્થાપક અને સમગ્ર સૃષ્ટિ ઉપર સર્વસત્તાધરી હાકેમની મોજૂદગીની સ્પષ્ટ નિશાની છે. આમાં સ્પષ્ટ ડહાપણ અને હેતુલક્ષીપણું પણ દેખાય છે કેમ કે ધરતી ઉપર આવેલી તમામ વસ્તુઓના અસંખ્ય લાભાલાભ આ જ રાત દિવસના ભ્રમણ સાથે જોડાયેલાં છે. આમાં સ્પષ્ટ માલિકપણું અને કૃપા અને પાલનહારપણાની નિશાનીઓ પણ જોવા મળે છે કેમ કે આમાંથી આ સબૂત મળે છે કે જેણે પૃથ્વી ઉપર આ વસ્તુઓ પેદા કરી છે તે પોતે જ તેમના અસ્તિત્વ માટેની જરૂરિયાતો પણ પૂરી પાડે છે. આના ઉપરથી આ પણ જણાય છે કે તે જગતવ્યાપી વ્યવસ્થાપક એક જ છે, અને આ પણ કે તે રમતિયાળ નહીં બલકે ડહાપણવાળો છે તથા હેતુપૂર્વક કામ કરે છે, અને આ પણ કે તે જ મહેરબાન, ઉપકાર કરનાર અને વાલી હોવાની હેસીયતથી પૂજાનો હકકદાર છે, અને આ પણ કે રાત-દિવસના ભ્રમણ હેઠળ જે કોઈ પણ છે તે માલિક નથી પણ બંદો છે, માલિક નહીં પણ ગુલામ છે. આ નિશાનીઓની ગવાહીઓની સામે મુશ્રિકોએ કલ્પનાઓ અને અનુમાન વડે જે ધર્મો ઉપજાવી કાઢયાં છે છેવટે તે કેવી રીતે સાચાં હોઈ શકે?

(૬૬) ઉપરની આયાતોમાં લોકોને એ જહાલતના માટે ટોકવામાં આવ્યા હતાં કે તેઓ તેમના ધર્મનો આધાર જ્ઞાનને બદલે અનુમાન અને કલ્પના ઉપર રાખે છે અને ત્યારપછી કોઈ વૈજ્ઞાનિક પદ્ધતિથી એ ચકાસવાનો પ્રયત્ન પણ કરતાં નથી કે અમે જે ધર્મ ઉપર ચાલી રહયાં છીએ તેના માટે કોઈ દલીલ પણ છે કે નહીં. હવે આના જ અનુસંધાનમાં ખ્રિસ્તીઓ અને કેટલાક બીજા ધર્મોના અનુયાયીઓને આ મૂર્ખામી કરવા બદલ ટોકવામાં આવ્યાં છે કે તેમણે માત્ર અનુમાનના આધારે કોઈને ખુદાનો પુત્ર ઠરાવી લીધો.

(૬૭) સુબ્હાનલ્લાહ શબ્દ કયારેક નવાઈ લાગતાં આશ્ચર્ય વ્યકત કરવા માટે પણ બોલવામાં આવે છે, અને કોઈ વખત તેનો વાસ્તવિક અર્થ લેવાનો આશય હોય છે એટલે કે, ''અલ્લાહતઆલા દરેક ખામીથી પર છે.'' અહીં આ શબ્દો બન્ને અર્થ વ્યકત કરે છે. લોકોના આ કથન સામે આશ્ચર્ય વ્યકત કરવાનો આશય પણ છે તથા તેમની વાતના જવાબમાં આ કહેવાનો પણ આશય છે કે અલ્લાહ તો ખામીરહિત છે, તેના માટે પુત્રનો સંબંધ કેવી રીતે સાચો હોઈ શકે.

(૬૮) અહીં તેમના આ કથનના રદિયા માટે ત્રણ વાતો કહેવામાં આવી છેઃ એક આ કે અલ્લાહ ખામીરહિત છે, બીજું, તે તમામ લોકોથી લાપરવા છે, ત્રીજું આ કે આકાશ અને ધરતીની તમામ વસ્તુઓ તેની જાગીર છે. આ ટૂંકા જવાબો થોડીક સમજૂતી સાથે ખૂબ સહેલાઈથી સમજી શકાય છેઃ

દેખીતું છે કે પુત્ર કાં તો સગો હોય અથવા દત્તક લીધેલો હોય. જો આ લોકો કોઈને ખુદાનો પુત્ર સગા પુત્રના અર્થમાં ગણતાં હોય તો તેનો અર્થ આ છે કે તેઓ ખુદાને એ પ્રાણી જેવો માને છે જે વ્યકિતગત રૂપમાં

عَلَى اللّٰهِ مَا لَا تَعۡلَمُوۡنَ ﴿۶۸﴾ قُلۡ اِنَّ الَّذِيۡنَ يَفۡتَرُوۡنَ عَلَى اللّٰهِ الۡكَذِبَ
لَا يُفۡلِحُوۡنَ ﴿۶۹﴾ مَتَاعٌ فِى الدُّنۡيَا ثُمَّ اِلَيۡنَا مَرۡجِعُهُمۡ ثُمَّ نُذِيۡقُهُمُ
الۡعَذَابَ الشَّدِيۡدَ بِمَا كَانُوۡا يَكۡفُرُوۡنَ ﴿۷۰﴾ وَاتۡلُ عَلَيۡهِمۡ نَبَاَ نُوۡحٍۘ
اِذۡ قَالَ لِقَوۡمِهٖ يٰقَوۡمِ اِنۡ كَانَ كَبُرَ عَلَيۡكُمۡ مَّقَامِىۡ وَتَذۡكِيۡرِىۡ




الثلثة

**એ વાતો કહો છો જે તમારી જાણમાં નથી ? હે મુહમ્મદ, કહી દો કે જે લોકો અલ્લાહ ઉપર આળ મૂકે છે તેઓ કદાપિ સફળતા પામી શકતાં નથી. દુનિયાના અલ્પકાલીન જીવનમાં મઝા માણી લે, પછી અમારી તરફ તેમને પાછા ફરવાનું છે પછી અમે એ કુફ્રના બદલામાં જેનું આચરણ તેઓ કરી રહ્યાં છે તેમને સખત યાતનાનો સ્વાદ ચખાડીશું. (રુકૂઅ ૭)**

**આમને નૂહનો[૬૯] કિસ્સો સંભળાવો, એ સમયનો કિસ્સો જયારે તેણે તેની કોમને કહ્યું હતું કે "હે મારી કોમના ભાઈઓ ! જો મારું તમારી વચ્ચે રહેવું અને અલ્લાહની આયતો સંભળાવી સંભળાવીને તમને ગફલતમાંથી જાગૃત કરવું તમારા માટે**

નાશવંત હોય છે અને જેના અસ્તિત્વનો સિલસિલો આના વિના કાયમ રહી શકતો નથી કે તેની કોઈ પ્રજાતિ હોય અને તે પ્રજાતિમાંથી કોઈ તેની જોડી હોય અને આ બન્નેના જાતીય સંબંધ દ્વારા તેની સંતાન હોય જેના દ્વારા તેનું જાતીય અસ્તિત્વ તેમજ તેનું કામ બાકી રહે. અને જો આ લોકો આ અર્થમાં ખુદાનો પુત્ર ઠરાવતાં હોય કે તેણે કોઈને દત્તક લીધેલો છે તો આમાં બે સ્થિતિઓ છે. કાં તો તેમણે ખુદાને એ માનવી જેવો કલ્પી લીધો છે જે નિઃસંતાન હોવાના કારણે પોતાની જાતિના કોઈ માણસને પોતાનો પુત્ર બનાવે છે કે જેથી તે તેનો વારસદાર બને અને એ નુકસાન કે જે તેને નિઃસંતાન રહી જવાના કારણે થઈ રહયું છે, ભલે નામનું જ હોય, થોડું તો ભરપાઈ કરી દે. અથવા તો તેમનું અનુમાન આ છે કે ખુદા પણ માનવીની જેમ લાગણીના વલણો ધરાવે છે અને તેના અસંખ્ય બંદાઓમાંથી કોઈ એકની સાથે તેને એવો પ્રેમ થઈ ગયો છે કે તેણે તેને પુત્ર બનાવી લીધો છે.

આ ત્રણેય સ્થિતિઓમાંથી કોઈ પણ સ્થિતિ હોય, દરેક રીતે તે અકીદાના પાયાના ખ્યાલોમાં ખુદાની ઉપર અનેક ખામીઓ, અનેક નબળાઈઓ, અનેક ઉણપો અને અનેક જરૂરિયાતોની તહોમત લાગેલી છે. એટલા જ માટે પહેલા વાકયમાં કહેવામાં આવ્યું કે અલ્લાહ આ તમામ ખામીઓ, ઉણપો તેમજ નબળાઈઓથી મુકત છે જે તમે તેના નામે આરોપણ કરી રહયાં છો. બીજા વાકયમાં કહેવામાં આવ્યું કે તે એ જરૂરિયાતોથી પણ પર છે જેના કારણે નાશવંત મનુષ્યોને પુત્ર બનાવવાની જરૂરિયાત ઊભી થાય છે. અને ત્રીજા કથનમાં સ્પષ્ટપણે કહી દેવામાં આવ્યું કે આકાશ અને ધરતીમાં બધાં જ અલ્લાહના બંદા તથા તેની ખરીદેલાં છે. આમાંથી કોઈની સાથે પણ અલ્લાહનો એવો કોઈ વિશેષ વ્યકિતગત સંબંધ નથી કે બધાંને છોડીને તેને તે પોતાનો પુત્ર અથવા એકમાત્ર પુત્ર અથવા ઉત્તરાધિકારી ઠરાવી દે. ગુણોના કારણે નિઃશંક અલ્લાહ કેટલાંક બંદાઓને કેટલાંકની સરખામણીમાં વધુ પ્રિય રાખે છે, પરંતુ આ પ્રેમનો અર્થ આ નથી કે કોઈ બંદાને બંદગીના સ્થાનથી ઊઠાવીને

بِاٰيٰتِ اللّٰهِ فَعَلَى اللّٰهِ تَوَكَّلْتُ فَاَجْمِعُوْۤا اَمْرَكُمْ وَشُرَكَآءَكُمْ ثُمَّ
لَا يَكُنْ اَمْرُكُمْ عَلَيْكُمْ غُمَّةً ثُمَّ اقْضُوْۤا اِلَيَّ وَلَا تُنْظِرُوْنِ ﴿٧١﴾
فَاِنْ تَوَلَّيْتُمْ فَمَا سَاَلْتُكُمْ مِّنْ اَجْرٍ ؕ اِنْ اَجْرِيَ اِلَّا عَلَى اللّٰهِ ۙ
وَاُمِرْتُ اَنْ اَكُوْنَ مِنَ الْمُسْلِمِيْنَ ﴿٧٢﴾ فَكَذَّبُوْهُ فَنَجَّيْنٰهُ وَمَنْ
مَّعَهٗ فِي الْفُلْكِ وَجَعَلْنٰهُمْ خَلٰٓئِفَ وَاَغْرَقْنَا الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ

---

**અસહ્ય બની ગયું છે તો મારો ભરોસો અલ્લાહ ઉપર છે, તમે તમારા ઠરાવેલાં ભાગીદારોને સાથે લઈને એક સર્વસંમત ફેંસલો કરી લો અને જે યોજના તમારી સમક્ષ હોય તેને સારી રીતે સમજી વિચારી લો કે જેથી તેનું કોઈ પાસું તમારી નજરથી છૂપું ન રહે, પછી મારી વિરુદ્ધ તેને અમલમાં મૂકી દો અને મને કદાપિ મહેતલ ન આપો.[૭૦] તમે મારી શિખામણથી મોઢું ફેરવ્યું (તો મારું શું નુકસાન કર્યું) હું તમારી પાસેથી કોઈ વળતર માગનાર ન હતો, મારૂં વળતર તો અલ્લાહના શિરે છે. અને મને હુકમ આપવામાં આવ્યો છે કે (ચાહે કોઈ માને કે ન માને) હું પોતે મુસ્લિમ બનીને રહું.''**

**તેમણે તેને ખોટો ઠેરવ્યો અને પરિણામ આ આવ્યું કે અમે તેને અને એ લોકોને જે તેની સાથે હોડીમાં હતાં, બચાવી લીધાં અને તેમને જ ધરતી ઉપર ઉત્તરાધિકારી બનાવ્યાં અને એ તમામ લોકોને ગરકાવ કરી દીધાં જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી હતી.**

---

ખુદાઈમાં ભાગીદારીનું સ્થાન આપી દેવામાં આવે. બહુ બહુ તો આ પ્રેમનો તકાદો ફકત આ છે જે આની પહેલાંની એક આયતમાં જણાવી દેવામાં આવ્યો છે કે જે ઈમાન લાવ્યાં અને જેમણે સંયમનો માર્ગ અપનાવ્યો તેમના માટે કોઈ ભય અથવા દુખનો અવકાશ નથી. દુનિયા અને આખિરત બન્નેમાં તેમના માટે ખુશખબરો છે.

(૬૯) અહીં સુધી તો એ લોકોને તાર્કિક દલીલો અને હૃદયસ્પર્શી શિખામણો વડે સમજાવવામાં આવ્યાં હતાં કે તેમની માન્યતાઓ તથા વિચારો તેમજ રીતોમાં શું ભૂલ છે અને તેઓ શા માટે ખોટાં છે, અને આની સરખામણીમાં સાચો માર્ગ કયો છે અને તે શા માટે સાચો છે. હવે તેમના આ વર્તનની તરફ ધ્યાન ફેરવવામાં આવ્યું છે જે તેઓ આ તદ્દન સીધી અને સ્પષ્ટ સમજાવટ અને શિખામણના જવાબમાં અપનાવી રહયા હતાં. ૧૦-૧૧ વર્ષોથી તેમનું વર્તન આ હતું કે તેઓ આ તાર્કિક આલોચના અને સાચા માર્ગદર્શન ઉપર વિચાર કરીને પોતાની ગુમરાહીઓ ઉપર પુનર્વિચાર કરત, તેના બદલે તેઓ ઊલટાના એ માણસના જીવના દુશ્મન થઈ ગયા હતાં જે આ વાતોને પોતાના કોઈ અંગત સ્વાર્થ ખાતર નહીં પરંતુ તેમના જ ભલા માટે પ્રસ્તુત કરી રહયો હતો. તેઓ દલીલોનો જવાબ પથ્થરો વડે અને શિખામણોનો જવાબ ગાળો વડે આપી રહયા હતાં. તેમની વસ્તીમાં એ માણસનું અસ્તિત્વ તેમના માટે ભારે અસહ્ય બલકે અણગમતું થઈ ગયું હતું કે જે ખોટાને ખોટું કહેનાર હોય અને સાચી વાત જણાવવાનો પ્રયાસ કરતો હોય. તેઓ એવું ઇચ્છતા હતાં કે અમે આંધળાંની વચ્ચે જે આંખોવાળો છે

فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُنْذَرِيْنَ ﴿٧٣﴾ ثُمَّ بَعَثْنَا مِنْۢ بَعْدِهٖ
رُسُلًا اِلٰى قَوْمِهِمْ فَجَآءُوْهُمْ بِالْبَيِّنٰتِ فَمَا كَانُوْا لِيُؤْمِنُوْا
بِمَا كَذَّبُوْا بِهٖ مِنْ قَبْلُ ؕ كَذٰلِكَ نَطْبَعُ عَلٰى قُلُوْبِ الْمُعْتَدِيْنَ ﴿٧٤﴾
ثُمَّ بَعَثْنَا مِنْۢ بَعْدِهِمْ مُّوْسٰى وَ هٰرُوْنَ اِلٰى فِرْعَوْنَ وَ مَلَا۟ئِهٖ
بِاٰيٰتِنَا فَاسْتَكْبَرُوْا وَ كَانُوْا قَوْمًا مُّجْرِمِيْنَ ﴿٧٥﴾ فَلَمَّا جَآءَهُمُ
الْحَقُّ مِنْ عِنْدِنَا قَالُوْۤا اِنَّ هٰذَا لَسِحْرٌ مُّبِيْنٌ ﴿٧٦﴾ قَالَ مُوْسٰى

**પછી જોઈ લો કે જેમને ચેતવવામાં આવ્યા હતાં (અને પછી પણ જે માન્યા નહીં) તેમનો શો અંજામ આવ્યો?**

**ત્યારબાદ નૂહ પછી અમે જુદા જુદા પયગમ્બરોને તેમની કોમો તરફ મોકલ્યાં અને તેઓ તેમની પાસે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યાં, પરંતુ જે વસ્તુને તેમણે પહેલાં ખોટી ઠેરવી દીધી હતી તેને પછીથી માની નહીં. આવી રીતે અમે હદ વટાવી જનારાઓનાં દિલોને મહોરબંધ કરી દઈએ છીએ.[૭૧]**

**ત્યારબાદ તેમના[૭૨] પછી અમે મૂસા અને હારૂનને અમારી નિશાનીઓ સાથે ફિરઔન અને તેના સરદારો તરફ મોકલ્યાં, પરંતુ તેમણે તેમની મોટાઈનું ઘમંડ કર્યું[૭૩] અને તેઓ ગુનેગાર લોકો હતાં. પછી જ્યારે અમારી પાસેથી સત્ય તેમની સામે આવ્યું ત્યારે તેમણે કહી દીધું કે આ તો ખુલ્લો જાદુ છે.[૭૪] મૂસાએ કહ્યું:**

તે અમારી આંખો ખોલવાને બદલે તેની આંખો પણ બંધ કરી લે, નહીં તો અમે બળજબરીપૂર્વક તેની આંખો ફોડી નાખીશું કે જેથી દૃષ્ટિશક્તિ જેવી કોઈ વસ્તુ અમારી ભૂમિમાં રહે નહીં. આ વલણ જે તેમણે અપનાવેલું હતું તેના માટે વધારે કંઈ કહેવાને બદલે અલ્લાહતઆલા તેના નબીને હુકમ આપે છે કે આમને નૂહ (અ.સ.)નો કિસ્સો સંભળાવી દો, આ જ કિસ્સામાં તેઓ તેમના અને તમારા મામલાનો જવાબ પણ મેળવી લેશે.

(૭૦) આ પડકાર હતો કે હું મારૂં કામ કરવાનું છોડીશ નહીં, તમે મારી સામે જે કરવા માગો છો તે કરી નાખો, મારો ભરોસો અલ્લાહ ઉપર છે. (સરખામણી માટે જુઓ સૂરઃ હૂદ, આયતઃ ૫૫)

(૭૧) હદ વટાવી જનારા લોકો એ છે જે એક વખત ભૂલ કર્યા પછી ફરીથી પોતાની જીદ અને હઠાગ્રહના કારણે એ જ ભૂલ પર અડિયલ બની રહે છે અને જે વાતને માનવાનો એક વખત ઇનકાર કરી બેઠાં છે તેને પછી કોઈ પણ સમજાવટ, કોઈ પણ શિખામણ અને કોઈ પણ તર્કસંગત દલીલને પણ માનતાં નથી. આવા

اَتَقُوْلُوْنَ لِلْحَقِّ لَمَّا جَآءَكُمْ ۭ اَسِحْرٌ هٰذَا ۭ وَلَا يُفْلِحُ

**"તમે સત્યને આ કહો છો જ્યારે કે તે તમારી સામે આવી ગયું ? શું આ જાદુ છે ? જો કે જાદુગરો સફળતા**

લોકો ઉપર છેવટે ખુદાની એવી ફિટકાર પડે છે કે પછીથી તેમને સીધા રસ્તે આવવાની અનુકૂળતા મળતી નથી.

(૭૨) અત્રે એ હાંસિયા નોંધો સામે રાખવી જોઈએ જે અમે સૂરઃ આ'રાફ, રુકૂઅ ૧૩ થી ૨૧ માં મૂસા અ.સ. અને ફિરઔનના કિસ્સામાં લખી છે જે વાતોની સ્પષ્ટતા ત્યાં થઈ ગઈ છે તેનું પુનરાવર્તન અહીં કર્યું નથી.

(૭૩) એટલે કે તેમણે તેમનો માલ, રાજય અને વૈભવના નશામાં મદમસ્ત બનીને પોતાની જાતને બંદગીના મુકામથી ઊંચી માની લીધી અને આજ્ઞાપાલનમાં માથું નમાવવાને બદલે અકડાઈ દેખાડી.

(૭૪) એટલે કે હઝરત મૂસા અ.સ.નો સંદેશ સાંભળીને એ જ કહયું જે મકકાના કાફિરોએ મુહમ્મદ સ.અ.વ.નો સંદેશ સાંભળીને કહયું હતું કે "આ માણસ તો ખુલ્લો જાદુગર છે." (જુઓ આ જ સૂરઃ યૂનુસની બીજી આયત).

અહીં પ્રવચનના અનુસંધાનને નજર સમક્ષ રાખવાથી એ વાત સ્પષ્ટપણે જાહેર થઈ જાય છે કે હઝરત મૂસા અ.સ. અને હારૂન અ.સ. પણ હકીકતમાં એ જ સેવા માટે નીમવામાં આવ્યા હતાં જે સેવા માટે હઝરત નૂહ અ.સ. અને તેમના પછીના તમામ નબીઓ, મુહમ્મદ સ.અ.વ. સુધી, નિમવામાં આવતા રહયાં છે. આ સૂરઃ માં શરૂઆતથી એક જ વિષય ચાલ્યો આવે છે અને તે આ છે કે માત્ર અલ્લાહ, સમગ્ર જગતના માલિકને પોતાનો માલિક અને ખુદા માનો તથા સ્વીકારો કારણ કે તમને આ જીવન પછી બીજા જીવનમાં અલ્લાહની સામે હાજર થવાનું છે તથા તમારા કર્મોનો હિસાબ આપવાનો છે. તો જે લોકો પયગમ્બરના આ સંદેશને માનવાનો ઈનકાર કરી રહયા હતાં તેમને સમજાવવામાં આવી રહ્યાં છે કે માત્ર તમારી સફળતાનો જ નહીં બલકે હંમેશથી બધાં જ મનુષ્યોની સફળતાનો આધાર આ જ એક વાત ઉપર રહયો છે કે તૌહીદ અને આખિરતની માન્યતાના સંદેશને, કે જેને દરેક યુગમાં ખુદાના પયગમ્બરોએ પ્રસ્તુત કર્યો છે, સ્વીકારવામાં આવે અને પોતાની સમગ્ર જીવનવ્યવસ્થા આ જ આધાર ઉપર કાયમ કરી લેવામાં આવે. સફળતા ફકત એ જ લોકોએ મેળવી જેમણે આ કામ કર્યું અને જે લોકોએ પણ આનો ઈનકાર કર્યો તેઓ છેવટે નાશ પામીને રહયાં. આ જ વિષય આ સૂરઃ નો કેંદ્રિય વિષય છે, અને આ સંદર્ભમાં જ્યારે ઐતિહાસિક પુરાવાઓના રૂપમાં બીજા નબીઓનો ઉલ્લેખ થયો છે ત્યારે તેનો આ જ અર્થ થાય છે જે સંદેશ આ સૂરઃ માં આપવામાં આવ્યો છે તે જ એ તમામ નબીઓનો સંદેશ હતો, અને આને જ લઈને હઝરત મૂસા અ.સ. અને હારૂન અ.સ. પણ ફિરઔન અને તેની કોમના સરદારોની પાસે ગયા હતાં. જો હકીકત આ હોત જેનો કેટલાક લોકોએ અનુમાન કર્યો છે કે હઝરત મૂસા અ.સ. અને હારૂન અ.સ.નો ધ્યેય એક વિશેષ કોમને બીજી કોમની ગુલામીમાંથી મુકત કરાવવાનો હતો, તો આ સંદર્ભમાં આ ઘટનાને ઐતિહાસિક પુરાવા તરીકે રજૂ કરવાનું બિલકુલ અસંબદ્ધ હોત. આ વાતમાં કોઈ શંકા નથી કે આ બન્નેના મિશનનો એક ભાગ આ પણ હતો કે બનીઇસ્રાઈલ (એક મુસલમાન કોમ) ને એક કાફિર કોમના વર્ચસ્વમાંથી (જો તેઓ તેમના કુફ્ર ઉપર કાયમ રહયાં) મુક્તિ અપાવે. પરંતુ આ એક ગૌણ હેતુ હતો અને નહીં કે પયગમ્બરીનો અસલ હેતુ. અસલ હેતુ તો એ જ હતો જે કુર્આનની રૂએ તમામ નબીઓને ઊઠાવવાનો હેતુ રહ્યો છે અને સૂરઃ નાઝિઆતમાં જેને સ્પષ્ટપણે જણાવી પણ દેવામાં આવ્યો છે કે

السّٰحِرُوْنَ ﴿٧٧﴾ قَالُوْٓا اَجِئْتَنَا لِتَلْفِتَنَا عَمَّا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا
وَتَكُوْنَ لَكُمَا الْكِبْرِيَآءُ فِي الْاَرْضِ ؕ وَمَا نَحْنُ لَكُمَا
بِمُؤْمِنِيْنَ ﴿٧٨﴾ وَقَالَ فِرْعَوْنُ ائْتُوْنِيْ بِكُلِّ سٰحِرٍ عَلِيْمٍ ﴿٧٩﴾ فَلَمَّا
جَآءَ السَّحَرَةُ قَالَ لَهُمْ مُّوْسٰٓى اَلْقُوْا مَآ اَنْتُمْ مُّلْقُوْنَ ﴿٨٠﴾
فَلَمَّآ اَلْقَوْا قَالَ مُوْسٰى مَا جِئْتُمْ بِهِ ۙ السِّحْرُ ؕ اِنَّ اللّٰهَ

**પામતાં નથી.''[૭૫] તેમણે જવાબમાં કહ્યું ''શું તું એટલા માટે આવ્યો છે કે અમને એ રીતથી ફેરવી દે જેની ઉપર અમે અમારા બાપદાદાને જોયાં છે અને ધરતી ઉપર મોટાઈ તમારા બન્નેની સ્થપાઈ જાય ?[૭૬] તમારી વાત તો અમે માનવાના નથી.'' અને ફિરઔને (તેના માણસોને) કહ્યું કે ''દરેક જાદુવિદ્યાના પ્રવીણ જાદુગરને મારી સમક્ષ હાજર કરો.'' — જ્યારે જાદુગરો આવી ગયાં ત્યારે મૂસાએ તેમને કહ્યું ''તમારે જે ફેંકવું હોય ફેંકો''. પછી જ્યારે તેમણે તેમના જાદુના સાધનો ફેંકી દીધાં ત્યારે મૂસાએ કહ્યું, ''આ તમે જે ફેંક્યું છે તે જાદુ છે.''[૭૭] અલ્લાહ હમણાં**

اِذْهَبْ اِلٰى فِرْعَوْنَ اِنَّهٗ طَغٰى ○ فَقُلْ هَلْ لَّكَ اِلٰٓى اَنْ تَزَكّٰى ○ وَاَهْدِيَكَ اِلٰى رَبِّكَ فَتَخْشٰى ○ ''ફિરઔનની પાસે જા કેમ કે તે બંદગીની હદમાંથી નીકળી ગયો છે અને તેને કહે કે શું તું સુધરી જવા માટે તૈયાર છે, અને હું તારા માલિકની તરફ તારું માર્ગદર્શન કરૂં તો તું તેનાથી ડરે ?'' પરંતુ કેમ કે ફિરઔન અને તેના રાજદરબારીઓએ આ સંદેશનો સ્વીકાર કર્યો નહીં અને છેવટે હઝરત મૂસા અ.સ.ને આ જ કરવું પડયું કે પોતાની મુસલમાન કોમને તેના વર્ચસ્વમાંથી બહાર કાઢીને લઈ જાય, એટલા માટે તેમના મિશનનો આ જ ભાગ ઈતિહાસમાં મશહૂર થઈ ગયો અને કુર્આનમાં પણ તેને એવી જ રીતે મશહૂર કરીને રજૂ કરવામાં આવ્યો જેમ કે તે ઈતિહાસમાં હકીકતમાં જોવા મળે છે. જે માણસ કુર્આનની વિગતોને તેના સમગ્ર સંદર્ભથી અલગ કરીને જોવાની ભૂલ ન કરતો હોય, બલકે આ જ સમગ્ર સંદર્ભની નીચે રહીને જ જોતો અને સમજતો હોય, તે કયારેય એવી ભૂલ કરી શકતો નથી કે એક કોમની મુક્તિ કોઈ નબીની પયગમ્બરીનો અસલ હેતુ, તથા સત્યદીનનો સંદેશ ફકત તેનો એક ગૌણ હેતુ હોઈ શકે. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ તાહા, આયતોઃ ૪૪ થી ૫૨, સૂરઃ ઝુખરુફ, આયતોઃ ૪૬ થી ૫૬, સૂરઃ મુઝ્ઝમ્મિલ, આયતોઃ ૧૫,૧૬)

(૭૫) આનો અર્થ આ છે કે બાહ્ય રીતે જાદુ અને મો'જિઝા (ચમત્કાર) વચ્ચે જે સરખાપણું હોય છે તેના કારણે તમે લોકોએ ખચકાટ વિના આને જાદુ ગણાવી દીધો, પરંતુ હે મૂર્ખાઓ ! તમે આ ન જોયું કે જાદુગર કેવું ચારિત્ર્ય ધરાવતાં હોય છે અને કયા હેતુ માટે જાદુગરી કરતાં હોય છે ? શું કોઈ જાદુગરનું આ જ કામ હોય છે કે નિઃસ્વાર્થભાવે અને બેધડક રીતે એક જોરાવર રાજાના દરબારમાં આવે અને તેને તેની ગુમરાહી માટે ઠપકો આપે અને ખુદાપરસ્તી અને અંતરની શુદ્ધિ અપનાવવા માટે નિમંત્રણ આપે? તમારે ત્યાં કોઈ જાદુગર આવ્યો હોત તો




سَيُبْطِلُهٗ ۭ اِنَّ اللّٰهَ لَا يُصْلِحُ عَمَلَ الْمُفْسِدِيْنَ ۝ وَيُحِقُّ اللّٰهُ
الْحَقَّ بِكَلِمٰتِهٖ وَلَوْ كَرِهَ الْمُجْرِمُوْنَ ۝ فَمَآ اٰمَنَ لِمُوْسٰٓى اِلَّا
ذُرِّيَّةٌ مِّنْ قَوْمِهٖ عَلٰى خَوْفٍ مِّنْ فِرْعَوْنَ وَمَلَا۟ىِٕهِمْ اَنْ

**જ તેને રદબાતલ કરી દે છે, બગાડ ફેલાવનારાઓના કામોને અલ્લાહ સુધરવા દેતો નથી, અને અલ્લાહ તેના હુકમો વડે સત્યને સત્ય કરી દેખાડે છે, ચાહે ગુનેગારોને તે ગમે તેટલું નાપસંદ હોય.'' (રુકૂઅ ૮)**

**(પછી જુઓ કે) મૂસાને તેની કોમના કેટલાક નવયુવકો[૭૮] સિવાય કોઈએ ન માન્યો,[૭૯] ફિરઔનના ડરથી અને ખુદ તેમની પોતાની કોમના આગેવાનોની ડરથી (જેમને ભય હતો કે) ફિરઔન તેમને યાતનામાં**

પહેલાં દરબારીઓની પાસે ખુશામત કરતો રહેત કે, જરા સરકાર સમક્ષ મને મારી કરામતો દેખાડવાની તક અપાવડાવી દો. પછી જયારે તેને દરબારમાં હાજર થવાની તક મળી જાત ત્યારે સામાન્ય ખુશામતખોરો કરતાં પણ વધારે નમીને કુરનીશ બજાવત, પોકારી પોકારીને લાંબી ઉંમર અને સદ્‌ભાગ્યની દુઆઓ આપત, ખૂબ જ આજીજીપૂર્વક વિનંતી કરત કે સરકાર આ નાચીજની કેટલીક કરામતો જુએ. અને જ્યારે તમે તેનો તમાશો જોઈ લેત ત્યારે હાથ ફેલાવીને ઊભો થાત કે હજૂર કંઈ ઇનામ મળી જાય.

આ સમગ્ર વિષયને માત્ર એક વાકયમાં જ સમેટી દેવામાં આવ્યો છે કે જાદુગરો સફળ મનુષ્યો હોતાં નથી.

(૭૬) દેખીતું છે કે જો હઝરત મૂસા અ.સ. અને હારૂન અ.સ.ની મૂળ માગણી બનીઇસ્રાઈલની મુક્તિ હોત તો ફિરઔન અને તેના દરબારીઓને એવો ડર રાખવાની કોઈ જરૂર ન હતી કે આ બન્ને વડીલોનો સંદેશ ફેલાવવાથી મિસ્રની ભૂમિનો ધર્મ બદલાઈ જશે અને દેશમાં તેમની જગ્યાએ એમની મોટાઈ કાયમ થઈ જશે. તેમના આ ડરનું કારણ તો આ જ હતું કે હઝરત મૂસા અ.સ. મિસ્રના લોકોને સત્યની બંદગીની તરફ બોલાવી રહયા હતાં અને તેના લીધે એ શિર્કયુકત વ્યવસ્થા જોખમમાં હતી જેની ઉપર ફિરઔનની બાદશાહી અને તેના સરદારોની સરદારી તથા ધાર્મિક આગેવાનોની આગેવાની કાયમ હતી. (વધુ સમજૂતી માટે જુઓ સૂરઃ આ'રાફ નોંધ ક્રમાંકઃ ૬૬, સૂરઃ મો'મિન નોંધ ક્રમાંકઃ ૪૩)

(૭૭) એટલે કે જાદુ એ ન હતો જે મેં દેખાડયો હતો, જાદુ આ છે જે તમે દેખાડી રહયાં છો.

(૭૮) આયતમાં ذُرِّيَّةٌ શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ સંતાન છે. અમે આનો અનુવાદ ''નવયુવકો'' કર્યો છે. પરંતુ હકીકતમાં આ ખાસ શબ્દનો પ્રયોગ કરીને જે વાત કુર્આન કહેવા માગે છે તે આ છે કે એ જોખમભર્યા સમયમાં સત્યનો સાથ આપવાની તથા સત્યનો ધ્વજ ઉપાડનારને તેમનો આગેવાન માનવાની હિંમત કેટલાક નવયુવકો અને નવયુવતીઓએ કરી પરંતુ માતાઓ અને પિતાઓ અને વયોવૃદ્ધોને આવું કરવાની પ્રેરણા ન મળી. તેમની ઉપર લાભાલાભની નીતિ તથા દુનિયાના હેતુઓની ગુલામી અને સલામતી એવી રીતે છવાયેલાં રહ્યાં કે તેઓ એ સત્યનો સાથ આપવા માટે તૈયાર ન થયાં જેનો રસ્તો તેમને જોખમોથી ભરેલો દેખાઈ રહયો હતો, બલકે ઊલટાના નવયુવાનોને જ રોકતા રહયાં કે મૂસાની નજીક ન ફરકો નહીં તો તમે

يَّفۡتِنَهُمۡ ؕ وَ اِنَّ فِرۡعَوۡنَ لَعَالٍ فِى الۡاَرۡضِ‌ ۚ وَ اِنَّهٗ لَمِنَ الۡمُسۡرِفِيۡنَ ﴿۸۳﴾

**નાખશે. અને હકીકત આ છે કે ફિરઔન દેશમાં સર્વોપરી હતો અને તે એ લોકોમાંથી હતો જે કોઈ હદે રોકાતાં નથી.**[૮૦]

પોતે પણ ફિરઔનના ગુસ્સામાં સપડાઈ જશો અને અમારી ઉપર આફત લઈ આવશો.

આ વાત વિશેષરૂપે કુર્આને સ્પષ્ટ કરીને એટલા માટે રજૂ કરી છે કે મકકાની વસ્તીમાંથી પણ મુહમ્મદ સ.અ.વ.નો સાથ આપવા માટે જે લોકો આગળ આવ્યા હતાં તેઓ કોમના વયોવૃદ્ધો અને ઉંમરલાયક લોકો ન હતાં બલકે થોડાક હિંમતવાળા નવયુવાનો જ હતાં. એ શરૂઆતના મુસલમાનો કે જે આ આયતોના ઊતરાણ વખતે સમગ્ર કોમના ઉગ્ર વિરોધની સામે ઈસ્લામની સચ્ચાઈને ટેકો આપી રહયા હતાં અને જોર-જુલમના આ તોફાનમાં જેમની છાતીઓ ઈસ્લામ માટે ઢાલ બનેલી હતી, તેમાં લાભાલાભવૃત્તિ ધરાવનાર કોઈ વયોવૃદ્ધ ન હતાં, બધાં નવયુવાન જ હતાં. અલી ઈબ્નેતાલિબ રદિ., જાફર તૈયાર રદિ., ઝુબૈર રદિ., તલ્હા રદિ., સઅદ બિન અબી વકકાસ રદિ., મુસ્અબ બિન ઉમૈર રદિ., અબ્દુલ્લાહ બિન મસઊદ રદિ. જેવા લોકો ઈસ્લામનો સ્વીકાર કરવાના સમયે ૨૦ વર્ષથી ઓછી ઉંમરના હતાં. અબ્દુર્રહમાન બિન ઔફ રદિ., બિલાલ રદિ. અને સુહૈબ રદિ. ની ઉંમરો ૨૦ અને ૩૦ની વચ્ચે હતી. અબૂ ઉબૈદહ બિન જર્રાહ રદિ., ઝૈદ બિન હારિસા રદિ. ઉસ્માન બિન અફ્ફાન રદિ. અને ઉમર ફારૂક રદિ. ૩૦ અને ૩૫ વર્ષની ઉંમરના હતાં. તેમના કરતાં વધારે ઉંમરવાળા અબૂબક્ર સિદ્દીક રદિ. હતાં અને તેમની ઉંમર પણ ઈમાન લાવતી વખતે ૩૮ વર્ષથી વધારે ન હતી. શરૂઆતના મુસલમાનોમાં ફકત એક સહાબીનું નામ આપણને એવું મળે છે જેમની ઉંમર નબી સ.અ.વ. કરતાં વધારે હતી, એટલે કે હઝરત ઉબૈદહ બિન હારિસ મુત્તલબી રદિ. અને લગભગ આખા જૂથમાં એક જ સહાબી નબી સ.અ.વ.ના સમવયસ્યક હતાં એટલે કે અમ્માર બિન યાસિર રદિ..

(૭૯) આયતમાં فَمَآ اٰمَنَ لِمُوۡسٰى શબ્દો છે. આના ઉપરથી કેટલાક લોકોને આ શંકા થઈ કે કદાચ બધાં જ બનીઈસ્રાઈલ કાફિર હતાં અને શરૂઆતમાં તેમાંથી થોડાંક જ લોકો ઈમાન લાવ્યાં. પરંતુ ઈમાનની સાથે જયારે લામનો صله ''સિલા'' આવે છે ત્યારે સામાન્ય રીતે આજ્ઞાપાલન અને બંધનનો અર્થ આપે છે, એટલે કે કોઈ વાતને માનવી અને તેનો અમલ કરવો. તેથી ખરેખર આ શબ્દોનો અર્થ આ છે કે અમુક નવયુવાનોને છોડીને બનીઈસ્રાઈલની સમસ્ત કોમમાંથી કોઈ પણ આના માટે તૈયાર ન થયો કે હઝરત મૂસા અ.સ.ને પોતાના માર્ગદર્શક અને આગેવાન માનીને તેમનું અનુસરણ અપનાવી લેત અને આ ઈસ્લામી સંદેશના કાર્યમાં સહકાર આપત. બીજું, પછીના વાકયે આ વાતને સ્પષ્ટ કરી દીધી કે તેમના આ વર્તનનું અસલ કારણ આ ન હતું કે તેમને હઝરત મૂસા અ.સ.ના સાચા હોવામાં તેમજ તેમના સંદેશના સાચા હોવામાં કોઈ શંકા હતી, પરંતુ આનું કારણ ફકત આ જ હતું કે તેઓ, અને ખાસ કરીને તેમના આગેવાનો અને ઉમરાવો, હઝરત મૂસા અ.સ.નો સાથ આપીને પોતાની જાતને ફિરઔનની સખતાઈના જોખમમાં નાખવા માટે તૈયાર ન હતાં. જો કે આ લોકો વંશીય અને ધાર્મિક બન્ને રીતે ઈબ્રાહીમ, ઈસ્હાક, યાકૂબ અને યૂસુફ અ.સ.ની ઉમ્મતમાંથી હતાં અને આના ઉપરથી દેખાય છે કે એ બધાં જ મુસલમાન હતાં, પરંતુ ખૂબ લાંબાગાળાના નૈતિક પતન અને કાયરતાએ, જે બળજબરીના કારણે પેદા થઈ ગઈ હતી, તેમની અંદર એટલી તાકાત બાકી રહેવા દીધી ન હતી કે કુફ્ર અને અજ્ઞાનના રાજ્યની સામે ઈમાન અને માર્ગદર્શનનો ધ્વજ લઈને પોતે ઊભાં થાત, અથવા જે ઊઠયો હતો તેનો સાથ આપત.

وَقَالَ مُوسَىٰ يَا قَوْمِ إِن كُنتُمْ آمَنتُم بِاللَّهِ فَعَلَيْهِ تَوَكَّلُوا إِن
كُنتُم مُّسْلِمِينَ ﴿٨٤﴾ فَقَالُوا عَلَى اللَّهِ تَوَكَّلْنَا رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً
لِّلْقَوْمِ الظَّالِمِينَ ﴿٨٥﴾ وَنَجِّنَا بِرَحْمَتِكَ مِنَ الْقَوْمِ الْكَافِرِينَ ﴿٨٦﴾

---

**મૂસાએ તેની કોમને કહ્યું કે ‘‘લોકો, જો તમે હકીકતમાં અલ્લાહ ઉપર ઈમાન ધરાવતાં હોવ તો તેની ઉપર ભરોસો કરો જો મુસલમાન[૮૧] છો.’’ તેમણે જવાબ[૮૨] આપ્યો ‘‘અમે અલ્લાહની જ ઉપર ભરોસો કર્યો, હે અમારા માલિક, અમને જુલમી લોકો માટે ફિત્નો ન બનાવ[૮૩] અને તારી કૃપા વડે અમને કાફિરોથી મુક્તિ આપ.’’**

---

હઝરત મૂસા અ.સ. અને ફિરઔન વચ્ચેના આ સંઘર્ષમાં સામાન્ય ઇસ્રાઈલીઓનો વ્યવહાર કેવો હતો તેનો ખ્યાલ બાઇબલના આ લખાણ ઉપરથી આવી શકે છેઃ

> ‘‘જયારે તેઓ ફિરઔનની પાસેથી નીકળીને આવી રહયા હતાં ત્યારે તેમને મૂસા અને હારૂન અ.સ. મુલાકાત માટે રસ્તામાં ઊભેલા મળ્યાં. ત્યારે તેમણે તેમને કહયું કે, માલિક જ જુએ અને તમારો ન્યાય કરે, તમે તો અમને ફિરઔન અને તેના સેવકોની નજરમાં એટલા ધૃણાસ્પદ કર્યાં છે કે અમારી હત્યા માટે તેમના હાથમાં તલવાર આપી દીધી છે.’’ (નિર્ગમન ૬:૨૦-૨૧)

તલમૂદમાં લખ્યું છે કે બનીઇસ્રાઈલ મૂસા અને હારૂન અ.સ.ને કહેતા હતાં કેઃ

> ‘‘અમારૂં ઉદાહરણ તો એવું છે જેમ કે એક વરૂએ બકરીને પકડી અને ગોવાળે આવીને તેને બચાવવાનો પ્રયત્ન કર્યો અને બન્નેના ઝગડામાં બકરીના ટુકડેટુકડાં થઈ ગયાં. બસ આવી જ રીતે તમારી અને ફિરઔન વચ્ચેની ખેંચતાણમાં અમારો ખાત્મો થઈને રહેશે’’.

આ જ વાતો તરફ સૂરઃ આ'રાફમાં પણ ઈશારો કરવામાં આવ્યો છે કે બનીઇસ્રાઈલે હઝરત મૂસા અ.સ.એ કહયું કે أُوذِينَا مِن قَبْلِ أَن تَأْتِيَنَا وَمِن بَعْدِ مَا جِئْتَنَا (આયત ૧૨૯)

(૮૦) આયતમાં مُسْرِفِينَ શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ છે હદ ઓળંગી જનાર. પરંતુ આ શાબ્દિક અનુવાદ વડે તેનો હાર્દ સ્પષ્ટ થતો નથી. મુસ્રિફીન શબ્દનો આશય હકીકતમાં એ લોકો છે જે તેમના સ્વાર્થ ખાતર કોઈ પણ ખરાબમાં ખરાબ રીત અપનાવતા પણ ખચકાતાં નથી. કોઈ પણ અત્યાચાર, અનૈતિકતા અને જંગાલિયાતનું કામ કરવાથી ચૂકતાં નથી. પોતાની ઇચ્છાઓની પાછળ કોઈ પણ હદ સુધી જઈ શકે છે. તેમના માટે કોઈ હદ નથી કે જયાં જઈને તેઓ અટકી જાય.

(૮૧) સ્પષ્ટ છે કે આ શબ્દો કોઈ કાફિર કોમને સંબોધીને કહી શકાય તેમ ન હતાં. હઝરત મૂસા અ.સ.નું આ કથન સ્પષ્ટપણે દર્શાવી રહયું છે કે બનીઇસ્રાઈલની સમસ્ત કોમ તે વખત મુસલમાન હતી, અને હઝરત મૂસા અ.સ. તેમને આ શિખામણ આપી રહયા હતાં કે જો તમે ખરેખર મુસલમાન છો, જેમ કે તમારો દાવો છે, તો ફિરઔનની શકિતથી ડરો નહીં બલકે અલ્લાહની તાકાત ઉપર ભરોસો કરો.

وَ اَوْحَيْنَآ اِلٰى مُوْسٰى وَ اَخِيْهِ اَنْ تَبَوَّاٰ لِقَوْمِكُمَا بِمِصْرَ بُيُوْتًا وَّ
اجْعَلُوْا بُيُوْتَكُمْ قِبْلَةً وَّ اَقِيْمُوا الصَّلٰوةَ ؕ وَ بَشِّرِ الْمُؤْمِنِيْنَ ﴿۸۷﴾

**અને અમે મૂસા અને તેના ભાઈને ઈશારો કર્યો કે “મિસ્રમાં થોડા મકાન તમારી કોમના માટે પૂરાં પાડો અને તમારા આ મકાનોને કિબ્લા ઠરાવી લો તથા નમાઝ કાયમ કરો[૮૪] અને ઈમાનવાળાઓને ખુશખબર આપી દો.”[૮૫]**

(૮૨) આ જવાબ એ નવયુવકોનો હતો જે મૂસા અ.સ.નો સાથ આપવા માટે તૈયાર થયા હતાં. અહીં قالوا નું સર્વનામ કોમ માટે નહીં બલકે ذرية તરફ છે જેમ કે સંદર્ભ ઉપરથી આપોઆપ દેખાય છે.

(૮૩) આ સાચા ઈમાનવાળા નવયુવકોની આ દુઆ કે “અમને જુલમી લોકોનો લક્ષ્ય ન બનાવ, ઘણો વિસ્તૃત અર્થ ધરાવે છે. ગુમરાહીની સર્વવ્યાપકતા અને વર્ચસ્વની સ્થિતિમાં જયારે અમુક લોકો સત્યની સ્થાપના માટે ઊભાં થાય છે ત્યારે તેમને વિવિધ પ્રકારના અત્યાચારીઓનો સામનો કરવો પડે છે. એક તરફ જૂઠના અસલ ઝંડાધારીઓ હોય છે જે પૂરી તાકાતથી આ સત્યના સંદેશવાહકોને કચડી નાખવા માગે છે, તો બીજી તરફ કહેવાતા સત્યનિષ્ઠ લોકોનું એક ખાસ્સું મોટું જૂથ હોય છે જે સત્યને માનવાનો દાવો તો કરે છે પરંતુ અસત્યના જુલમી રાજની સામે સત્યની સ્થાપનાના પ્રયાસોને ગેરવ્યાજબી, નિરર્થક અથવા મૂર્ખામી માને છે અને તેની છેલ્લી કોશિશ આ હોય છે કે તેની આ અપ્રમાણિકતાને કે જે તે સત્યની સાથે આચરી રહ્યો છે, કોઈને કોઈ રીતે યોગ્ય સાબિત કરી દે અને આ લોકોને ઊલટાના ખોટાં સાબિત કરીને તેના મનની એ નારાજગીને દૂર કરે જે તેમના સત્યદીનની સ્થાપનાના સંદેશના લીધે તેમના દિલના ઊંડાણોમાં છૂપી અથવા ખુલ્લી રીતે પેદા થાય છે. ત્રીજી તરફ આમ લોકો હોય છે જે બાજુમાં ઊભા રહીને તમાશો જોઈ રહ્યાં હોય છે અને તેમનો મત છેવટે એ તાકાતની તરફેણમાં પડતો હોય છે જેનું પલ્લું ભારે રહે, પછી ભલે એ તાકાત સત્ય હોય કે અસત્ય. આ પરિસ્થિતિમાં સત્ય તરફ બોલાવનારા લોકોની દરેક નિષ્ફળતા, દરેક મુસીબત, દરેક ભૂલ, દરેક નબળાઈ અને દરેક ખામી આ અલગ અલગ જૂથો માટે જુદી જુદી રીતે ફિત્નો બની જાય છે. તેમને કચડી નાખવામાં આવે અથવા તેઓ હારી જાય ત્યારે પહેલું જૂથ કહે છે કે સત્ય અમારી સાથે હતું નહીં કે આ મૂર્ખ લોકોની સાથે જે નિષ્ફળ થઈ ગયાં. બીજું જૂથ કહે છે કે જોઈ લીધું ! અમે કહેતા ન હતાં કે આવી મોટી મોટી શકિતઓ સામે ટકકર લેવાનું પરિણામ થોડા કીંમતી જીવોની હત્યા સિવાય કંઈ નહીં આવે, અને છેવટે તબાહીમાં પોતાની જાતને નાખવા માટે આપણને શરીઅતે કયાં જવાબદાર બનાવ્યા હતાં. દીનના ઓછામાં ઓછા તકાદાઓ તો એ અકીદાઓ અને કાર્યો વડે પૂરાં થઈ જ રહ્યા હતાં જેમની પરવાનગી એ સમયના ફિરઔન રાજાઓએ આપેલી હતી. ત્રીજું જૂથ આ ફેંસલો કરી દે છે કે સત્ય એ જ છે જે વિજયી રહ્યો. આવી રીતે જો તેઓ તેમના સંદેશ ફેલાવવાના કામમાં કોઈ ભૂલ કરી બેસે, અથવા મુસીબતો અને મુશ્કેલીઓ સહન કરવાની શક્તિના અભાવે કમજોરી દેખાડી દે, અથવા તેમના હાથે, બલકે તેમના જૂથના કોઈ એક માણસના હાથે પણ, કોઈ નૈતિક ખામી પ્રદર્શિત જાય તો ઘણાં લોકો માટે અસત્યને વળગી રહેવા માટેના હજાર બહાનાં નીકળી આવે છે અને ત્યારબાદ એ સંદેશની નિષ્ફળતા પછી ઘણાં લાંબા સમય સુધી બીજા કોઈ સત્યસંદેશના ઉદ્‌ભવની શકયતા રહેતી નથી. તેથી આ ખૂબ જ અર્થસભર દુઆ હતી જે મૂસા અ.સ.ના એ સાથીઓએ માગી હતી કે, હે ખુદા, અમારી ઉપર એવી કૃપા કર કે અમે અત્યાચારીઓ માટે લક્ષ્ય બની રહીએ નહીં. એટલે કે અમને ભૂલોથી, ખામીઓથી અને

وَقَالَ مُوْسٰى رَبَّنَآ اِنَّكَ اٰتَيْتَ فِرْعَوْنَ وَمَلَاَهٗ زِيْنَةً وَّاَمْوَالًا
فِى الْحَيٰوةِ الدُّنْيَا ۙ رَبَّنَا لِيُضِلُّوْا عَنْ سَبِيْلِكَ ۚ رَبَّنَا اطْمِسْ
عَلٰٓى اَمْوَالِهِمْ وَاشْدُدْ عَلٰى قُلُوْبِهِمْ فَلَا يُؤْمِنُوْا حَتّٰى يَرَوُا
الْعَذَابَ الْاَلِيْمَ ﴿٨٨﴾ قَالَ قَدْ اُجِيْبَتْ دَّعْوَتُكُمَا فَاسْتَقِيْمَا وَ

**મૂસાએ દુઆ[૮૬] કરી "હે અમારા માલિક, તેં ફિરઔન અને તેના સરદારોને દુનિયાના જીવનમાં શોભા[૮૭] અને માલ-દોલત[૮૮] વડે નવાજેલાં છે. હે માલિક, શું આ એટલા માટે છે કે તેઓ લોકોને તારા માર્ગથી ભટકાવે ? હે માલિક, તેમના માલનો નાશ કરી દે અને તેમના દિલોને એવી રીતે મહોરબંધ કરી દે કે ઈમાન ન લાવે જ્યાં સુધી પીડાકારી યાતના જોઈ ન લે."[૮૯] અલ્લાહતઆલાએ જવાબમાં કહ્યું "તમારા બન્નેની દુઆ સ્વીકારવામાં આવી. મક્કમ રહો અને**

કમજોરીઓથી બચાવ, અને અમારા પ્રયત્નોને દુનિયામાં સફળતા આપ જેથી અમારૂં અસ્તિત્વ તારા બંદાઓ માટે ભલાઈનું કારણ બને, નહીં કે જુલમી લોકો માટે બુરાઈનું સાધન.

(૮૪) આ આયતના અર્થની બાબતમાં તફસીરકર્તાઓ વચ્ચે મતભેદ છે. આના શબ્દો ઉપર તથા એ સ્થિતિ ઉપર કે જેમાં આ શબ્દો કહેવામાં આવ્યા હતાં, વિચાર કરવાથી હું માની રહ્યો છું કે લગભગ મિસ્રમાં રાજ્યના આતંક તથા બનીઇસ્રાઈલના પોતાના ઈમાનની કમજોરીના કારણે ઇસ્રાઈલી અને મિસ્રી મુસલમાનોમાં ભેગાં મળીને નમાઝ પઢવાની વ્યવસ્થા સમાપ્ત થઈ ગઈ હતી, અને આ તેમની એકતાના વેરવિખેર થઈ જવાનું અને તેમની ધાર્મિક ભાવના ઉપર મૃતાવસ્થા છવાઈ જવાનું એક બહુ મોટું કારણ હતું. એટલા માટે હઝરત મૂસા અ.સ.ને હુકમ આપવામાં આવ્યો કે આ વ્યવસ્થાને નવેસરથી કાયમ કરે અને મિસ્રમાં કેટલાક મકાનો આ હેતુ માટે બાંધે અથવા પસંદ કરી લે કે ત્યાં ભેગાં મળીને નમાઝ પઢવામાં આવે. કેમ કે એક બગડેલી અને વેરવિખેર થયેલી મુસલમાન કોમમાં ધાર્મિક ભાવનાને ફરીથી જીવતી કરવા માટે તેમજ તેની વેરવિખેર શકિતને નવેસરથી એકઠી કરવા માટે ઈસ્લામી રીતે જે કોઈ કોશિશ કરવામાં આવશે તેનું પહેલું પગલું અનિવાર્યપણે આ જ હશે કે તેની અંદર ભેગા મળીને નમાઝ પઢવાની વ્યવસ્થા કાયમ કરવામાં આવે. એ મકાનોને કિબ્લા ઠરાવવાનો અર્થ મારી દૃષ્ટિએ આ છે કે આ મકાનોને સમગ્ર કોમ માટે કેંદ્ર અને એકત્ર થવાનું સ્થળ ઠરાવવામાં આવે, અને આના પછી જ "નમાઝ કાયમ કરો" કહેવાનો અર્થ આ છે કે અલગ અલગ રીતે પોતપોતાની જગ્યાએ નમાઝ પઢવાની જગ્યાએ લોકો આ નકકી કરેલાં સ્થળો ઉપર ભેગાં થઈને નમાઝ પઢે, કેમ કે કુર્આનની પરિભાષામાં "اقامتِ صلوٰۃ" (નમાઝની સ્થાપના) જે વસ્તુનું નામ છે તેના અર્થમાં ફરજિયાતપણે ભેગાં મળીને નમાઝ પઢવાનો અર્થ પણ સમાયેલો છે.

(૮૫) એટલે કે ઈમાનવાળાઓ ઉપર નિરાશા, ભય અને હતાશાની જે કેફિયત અત્યારે છવાયેલી છે તેને દૂર કરો, તેમને આશાવાદી બનાવો, તેમને હિંમત આપો, તેમને પ્રોત્સાહિત કરો. "ખુશખબર આપવા"

لَا تَتَّبِعٰٓنِّ سَبِيْلَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ ﴿٨٩﴾ وَ جٰوَزْنَا بِبَنِيْٓ
اِسْرَآءِيْلَ الْبَحْرَ فَاَتْبَعَهُمْ فِرْعَوْنُ وَ جُنُوْدُهٗ بَغْيًا وَّ عَدْوًا ؕ حَتّٰٓى
اِذَآ اَدْرَكَهُ الْغَرَقُ ۙ قَالَ اٰمَنْتُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا الَّذِيْٓ اٰمَنَتْ
بِهٖ بَنُوْٓا اِسْرَآءِيْلَ وَ اَنَا مِنَ الْمُسْلِمِيْنَ ﴿٩٠﴾ آٰلْئٰنَ وَ قَدْ عَصَيْتَ قَبْلُ

**એ લોકોની રીત નું કદાપિ અનુસરણ ન કરો જે જ્ઞાન ધરાવતાં નથી.''[૯૦]**

**અને અમે બનીઇસ્રાઈલને સમુદ્રમાંથી પસાર કરીને લઈ ગયાં. પછી ફિરઔન અને તેનાં લશ્કરો જુલમ કરવા માટે તેમની પાછળ ચાલ્યાં — એટલે સુધી કે જ્યારે ફિરઔન ડૂબવા લાગ્યો ત્યારે બોલી ઊઠ્યો ''મેં માની લીધું કે સાચો ખુદા તેના સિવાય કોઈ નથી જેની ઉપર બનીઇસ્રાઈલ ઈમાન લાવ્યાં, અને હું પણ આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દેનારાઓમાંથી છું.''[૯૧] (જવાબ આપવામાં આવ્યો). ''હવે ઈમાન લાવે છે ! જો કે આની પહેલાં સુધી તો નાફરમાની કરતો રહ્યો**

શબ્દોમાં આ તમામ અર્થ સામેલ છે.

(૮૬) ઉપરની આયતો હઝરત મૂસા અ.સ.ના સંદેશ ફેલાવવાના આરંભિક કાળ સાથે સંબંધ ધરાવે છે. અને આ દુઆ મિસ્રમાં રોકાણના બિલકુલ અંતિમ જમાનાની છે. વચ્ચે ઘણાં વર્ષોનો લાંબો ગાળો છે જેની વિગતો અહીં છોડી દેવામાં આવી છે. બીજી જગ્યાએ કુર્આનેમજીદમાં આ વચ્ચેના ગાળાનો પણ વિગતવાર અહેવાલ આપવામાં આવ્યો છે.

(૮૭) એટલે કે ઠાઠ, ભવ્યતા અને સાંસ્કૃતિ અને સભ્યતાનો એ ઝળહળાટ કે જેના કારણે દુનિયા તેમની ઉપર અને તેમની રીતરસમો ઉપર મોહી પડે છે અને દરેક માણસનું દિલ ઇચ્છે છે કે એવો જ બની જાય જેવાં તે છે.

(૮૮) એટલે કે સરસામાન અને સાધનોની વિપુલતાને કારણે તેઓ તેમના કાર્યોને અમલમાં લાવવા માટે દરેક પ્રકારની સગવડતાઓ ધરાવે છે તથા જેમના અભાવને કારણે સત્યનિષ્ઠ લોકો તેમના કાર્યોને અમલમાં મૂકવા માટે લાચાર બની રહે છે.

(૮૯) જેમ કે હમણાં અમે જણાવી ગયાં છીએ આ દુઆ હઝરત મૂસા અ.સ.એ મિસ્રના રોકાણના અંતિમ સમયમાં કરી હતી અને એ વખતે કરી હતી કે જયારે એક પછી એક નિશાનીઓ જોઈ લીધા પછી તેમજ દીનની દલીલ પૂરી થઈ ગયા પછી પણ ફિરઔન અને તેના રાજદરબારીઓ દુશ્મનાવટ અને હઠાગ્રહ ઉપર અડેલા રહયાં. આવા પ્રસંગે નબી જે બદદુઆ કરે છે તે બરાબર એ જ હોય છે જે કુફ્ર ઉપર અડી જનારા લોકો માટે ખુદ અલ્લાહતઆલાનો ફેંસલો હોય છે એટલે કે ફરીવાર તેમને ઈમાનની પ્રેરણા આપવામાં ન આવે.

(૯૦) જે લોકો હકીકતને જાણતાં નથી અને અલ્લાહતઆલાની નીતિઓને સમજતાં નથી તેઓ અસત્યની સામે સત્યની નબળાઈ, અને સત્યને સ્થાપવા માટે પરિશ્રમ કરનારા લોકોની સતત નિષ્ફળતાઓ, અને અસત્યના આગેવાનોનાં ઠાઠ, તથા તેમની દુનિયાની સફળતાઓ જોઈને એવું અનુમાન કરવા માંડે છે કે




وَكُنْتَ مِنَ الْمُفْسِدِيْنَ ﴿٩١﴾ فَالْيَوْمَ نُنَجِّيْكَ بِبَدَنِكَ لِتَكُوْنَ
لِمَنْ خَلْفَكَ اٰيَةً ؕ وَاِنَّ كَثِيْرًا مِّنَ النَّاسِ عَنْ اٰيٰتِنَا لَغٰفِلُوْنَ ﴿٩٢﴾ ع
وَلَقَدْ بَوَّاْنَا بَنِيْۤ اِسْرَآءِيْلَ مُبَوَّاَ صِدْقٍ وَّرَزَقْنٰهُمْ مِّنَ
الطَّيِّبٰتِ ۚ فَمَا اخْتَلَفُوْا حَتّٰى جَآءَهُمُ الْعِلْمُ ؕ اِنَّ رَبَّكَ يَقْضِيْ

---

**અને બગાડ ફેલાવનારાઓમાંથી હતો. હવે તો અમે માત્ર તારા શબને જ બચાવીશું કે જેથી તું પાછળની પેઢીઓ માટે પદાર્થપાઠની નિશાની બને[૯૨] જો કે ઘણાં એવા લોકો છે જે અમારી નિશાનીઓ તરફ લાપરવાઈ દાખવે છે.''[૯૩] (રુકૂઅ ૯)**

**અમે બનીઈસ્રાઈલને ઘણું સારું ઠેકાણું આપ્યું[૯૪] અને જીવનના અત્યંત ઉમદા સાધનો તેમને આપ્યાં. પછી તેમણે એકબીજા સાથે મતભેદ ન કર્યો પરંતુ એ વખતે કે જ્યારે જ્ઞાન તેમની પાસે આવી ગયેલું હતું.[૯૫] નિઃશંક તારો માલિક કયામતના દિવસે**

---

કદાચ અલ્લાહતઆલાની આ જ મરજી છે કે તેના વિદ્રોહીઓ દુનિયા ઉપર છવાયેલાં રહે, અને કદાચ અલ્લાહ પોતે જ અસત્યની સામે સત્યને ટેકો આપવા માગતો નથી. એ પછી એ મૂર્ખ લોકો છેવટે તેમનાં ખોટાં અનુમાનોના આધારે એવું તારણ કાઢી બેસે છે કે સત્યની સ્થાપના માટેના પ્રયાસો નિરર્થક છે અને હવે આ જ બરાબર છે કે એ થોડી દીનદારી ઉપર રાજી થઈને બેસી રહીએ જેની છૂટ કુફ્ર અને ગુનાની હકૂમતમાં મળી રહી હોય. આ આયતમાં અલ્લાહતઆલાએ હઝરત મૂસા અ.સ.ને તથા તેમના અનુયાયીઓને આ જ ભૂલ કરવાથી બચવાની તાકીદ કરી છે. આયતનો આશય આ છે કે ધૈર્યપૂર્વક આ જ પરિસ્થિતિમાં કામ કર્યે જાઓ, કયાંક એવું ન થાય કે તમને પણ એ જ ગેરસમજ થઈ જાય જે આવી પરિસ્થિતિમાં અજ્ઞાન અને અજાણ લોકોને સામાન્ય રીતે થઈ જતી હોય છે.

(૯૧) બાઈબલમાં આ ઘટનાનો ઉલ્લેખ થયેલો નથી, પરંતુ તલમૂદમાં સ્પષ્ટતા કરવામાં આવી છે કે ડૂબતી વખતે ફિરઔને કહયું ''હું તારી ઉપર ઈમાન લાવું છું, હે માલિક, તારા સિવાય કોઈ ખુદા નથી.''

(૯૨) આજ સુધી એ જગ્યા સીનાના દ્વીપકલ્પના કાંઠે મોજૂદ છે જયાં ફિરઔનનું શબ સમુદ્રમાં તરતું મળી આવ્યું હતું. આજના જમાનામાં તેને જબલેફિરઔન કહેવામાં આવે છે અને તેની નજીક ગરમ પાણીનું એક ઝરણું છે જેને ત્યાંના સ્થાનિક લોકો દ્વારા હમામેફિરઔનનું નામ આપવામાં આવ્યું છે.એ સ્થળ અબૂઝનીમાથી થોડાક માઈલ દૂર ઉત્તર તરફ આવેલું છે અને એ વિસ્તારના રહેવાસીઓ આ જ જગ્યા દર્શાવીને જણાવે છે કે ફિરઔનનું શબ આ જગ્યાએ પડેલું મળી આવ્યું હતું.

આ ડૂબનાર એ જ ગુસ્સાવાળો ફિરઔન છે જેને આધુનિક સંશોધને મૂસા અ.સ.ના જમાનાનો ફિરઔન ઠરાવ્યો છે. તેનું શબ આજ સુધી કેરોના મ્યુઝિયમમાં મોજૂદ છે. ઈ.સ.૧૯૦૭ માં સર ગ્રાફટીન ઈલિ સ્મિથે આની મમ્મી ઉપરથી જયારે પટ્ટીઓ ખોલી હતી ત્યારે તેના શબ ઉપર મીઠાનું પડ જામેલું જોવા મળ્યું હતું જે ખારા પાણીમાં તેના ડૂબવાની એક સ્પષ્ટ નિશાની હતી.

بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿٩٣﴾ فَاِنْ كُنْتَ
فِيْ شَكٍّ مِّمَّآ اَنْزَلْنَآ اِلَيْكَ فَسْــَٔلِ الَّذِيْنَ يَقْرَءُوْنَ الْكِتٰبَ مِنْ
قَبْلِكَ ۚ لَقَدْ جَآءَكَ الْحَقُّ مِنْ رَّبِّكَ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿٩٤﴾ ۙ
وَلَا تَكُوْنَنَّ مِنَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِ اللّٰهِ فَتَكُوْنَ مِنَ الْخٰسِرِيْنَ ﴿٩٥﴾
اِنَّ الَّذِيْنَ حَقَّتْ عَلَيْهِمْ كَلِمَتُ رَبِّكَ لَا يُؤْمِنُوْنَ ﴿٩٦﴾ ۙ

**તેમની વચ્ચે એ વસ્તુનો ફેંસલો કરી દેશે જેમાં તેઓ મતભેદ કરતા રહ્યાં છે.**

**હવે જો તને એ માર્ગદર્શનની બાબતમાં જરા પણ શંકા હોય જે અમે તારી ઉપર ઊતાર્યું છે તો એ લોકોને પૂછી લે જે પહેલાંથી ગ્રંથ પઢી રહ્યાં છે. વાસ્તવમાં આ તારી પાસે સત્ય જ આવ્યું છે તારા માલિક તરફથી, એટલા માટે તું શંકા કરનારાઓમાંથી ન થા અને એ લોકોમાં સામેલ ન થા જેમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી છે, નહીં તો તું નુકસાન સહન કરનારાઓમાંથી હોઈશ.[૯૬]**

**હકીકતમાં જે લોકો માટે તારા માલિકનું કથન સાચું પડી ગયું છે[૯૭] તેમની સામે ગમે તે નિશાની**

(૯૩) એટલે કે અમે તો બોધદાયક અને પદાર્થપાઠ ભણાવનારી નિશાનીઓ દેખાડતાં જ જઈશું જો કે મોટાભાગના લોકોની હાલત આ છે કે કોઈ મોટામાં મોટી ભારે પદાર્થપાઠ આપતી નિશાનીને જોયા પછી પણ તેમની આંખો ઉઘડતી નથી.

(૯૪) એટલે કે મિસ્રમાંથી નીકળ્યા પછી ફિલિસ્તીનની ભૂમિ.

(૯૫) આનો અર્થ આ છે કે પાછળથી તેમણે તેમના દીનમાં જે વિભાજન ઊભા કર્યાં અને નવા નવા સંપ્રદાયો ઉપજાવી કાઢયાં તેનું કારણ આ ન હતું કે તેમને હકીકતનું જ્ઞાન આપવામાં આવ્યું ન હતું અને વાકેફ નહીં હોવાના કારણે તેમણે મજબૂરીમાં આવું કર્યું, બલકે હકીકતમાં આ બધું જ તેમના મનની અંદરની રહેલી તોફાનીવૃત્તિનું પરિણામ હતું. ખુદા તરફથી તો તેમને સ્પષ્ટપણે જણાવી દેવામાં આવ્યું હતું કે સત્યદીન આ છે, આ તેના નિયમો છે, આ તેના તકાદાઓ અને માગણીઓ છે, આ કુફ્ર અને ઈસ્લામ વચ્ચે ભેદ પાડતી હદો આ છે, આજ્ઞાપાલન આને કહે છે, ગુનો આનું નામ છે, આ વસ્તુઓનો હિસાબ ખુદાને ત્યાં થવાનો છે, અને આ નિયમો છે જેમની ઉપર દુનિયામાં તમારું જીવન કાયમ હોવું જોઈએ. પરંતુ આ સ્પષ્ટ આદેશો છતાં તેમણે એક દીનના કોડીબંધ દીન બનાવી નાખ્યાં અને ખુદાએ આપેલા આધારોને છોડીને બીજા જ કેટલાક આધારો ઉપર તેમના ધાર્મિક સંપ્રદાયોની ઈમારતો ઊભી કરી લીધી.

(૯૬) દેખીતી રીતે તો આ સંબોધન નબી સ.અ.વ.ને કરવામાં આવ્યું છે પરંતુ હકીકતમાં આશય એ લોકોને સંભળાવવાનો છે જે આપના સંદેશમાં શંકા વ્યકત કરી રહયા હતાં. અને ગ્રંથવાળાઓનો હવાલો એટલા માટે આપવામાં આવ્યો છે કે અરબસ્તાનના લોકો તો આકાશી પુસ્તકોના જ્ઞાનથી અજાણ હતાં, તેમના

وَلَوْ جَآءَتْهُمْ كُلُّ اٰيَةٍ حَتّٰى يَرَوُا الْعَذَابَ الْاَلِيْمَ ﴿٩٧﴾ فَلَوْلَا
كَانَتْ قَرْيَةٌ اٰمَنَتْ فَنَفَعَهَآ اِيْمَانُهَآ اِلَّا قَوْمَ يُوْنُسَ ؕ لَمَّآ
اٰمَنُوْا كَشَفْنَا عَنْهُمْ عَذَابَ الْخِزْيِ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَمَتَّعْنٰهُمْ

**આવી જાય તેઓ કદાપિ ઈમાન લાવતાં નથી જ્યાં સુધી પીડાકારી આફત સામેથી આવતી જોઈ ન લે. પછી શું આવું કોઈ ઉદાહરણ છે કે કોઈ વસ્તી આફત જોઈને ઈમાન લાવી હોય અને તેનું ઈમાન લાવવું તેના માટે લાભદાયી પુરવાર થયું હોય ? યૂનુસની કોમ સિવાય[૯૮] (આનું કોઈ ઉદાહરણ નથી). એ કોમ જ્યારે ઈમાન લઈ આવી હતી ત્યારે અલબત્ત અમે તેની ઉપરથી દુનિયાના જીવનમાં બદનામીની આફત ટાળી દીધી હતી[૯૯] અને તેને એક નિશ્ચિત મુદત સુધી જીવનમાંથી**

માટે આ અવાજ નવો હતો, પરંતુ ગ્રંથવાળાઓના વિદ્વાનોમાંથી જે લોકો ધર્મપરાયણ અને ન્યાયી સ્વભાવના હતાં તેઓ આ વાતનું સમર્થન કરી શકતા હતાં કે જે વસ્તુનો સંદેશ કુર્આન આપી રહ્યો છે. આ એ જ વસ્તુ છે જેનો સંદેશ અગાઉના બધાં જ પયગમ્બરો આપતા રહયાં છે.

(૯૭) આ વાત કે જે લોકો પોતે સત્યવાંચ્છુ હોતાં નથી, અને જે પોતાના દિલો ઉપર જીદ્દીપણુ, પૂર્વગ્રહ અને હઠાગ્રહના તાળાં મારેલાં રાખે છે, અને જે દુનિયાના મોહમાં મદમસ્ત બને છે તથા અંજામ પ્રત્યે બેફિકર હોય છે તેમને ઈમાનની પ્રેરણા મળતી નથી.

(૯૮) યૂનુસ અ.સ. (જેમનું નામ બાઇબલમાં યૂનાહ છે અને જેમનો જમાનો ઈ.પૂર્વે ૮૬૦ થી ૭૮૪ વચ્ચેનો જણાવવામાં આવે છે) જો કે બનીઇસ્રાઈલમાંથી હતાં, પરંતુ તેમને અશૂર (અસીરિયા)ના લોકોને માર્ગદર્શન આપવા માટે ઈરાક મોકલવામાં આવ્યા હતાં અને આના જ કારણે અશૂરીઓને અહીં યૂનુસની કોમ કહેવામાં આવ્યાં છે. આ કોમનું કેંદ્ર એ જમાનામાં નેનવાનું પ્રખ્યાત નગર હતું જેના વિશાળ ખંડિયેરો આજ સુધી ટાઇગ્રિસ નદીના પૂર્વ કિનારા ઉપર આજના શહેર મૂસલની બરાબર સામે જોવા મળે છે અને આ જ પ્રદેશમાં યૂનુસ નબીના નામે એક જગ્યા પણ આવેલી છે. આ કોમની ઉન્નતિનો ખ્યાલ આના પરથી આવી શકે છે કે તેનું પાટનગર નેનવા લગભગ ૬૦ માઈલના વિસ્તારમાં ફેલાયેલું હતું.

(૯૯) કુર્આનમાં આ કિસ્સાનો ત્રણ જગ્યાએ ઉલ્લેખ કરવામાં આવ્યો છે પરંતુ કોઈ વિગતો આપવામાં આવી નથી. (જુઓ સૂરઃ અંબિયા, આયતો ૮૭-૮૮, સૂરઃ સાફ્ફાત, આયતો ૧૩૯-૧૪૮, સૂરઃ કલમ, આયતો ૪૮-૫૦) એટલા માટે ખાત્રીપૂર્વક કહી શકાય તેમ નથી કે આ કોમને કયા ખાસ કારણોના લીધે ખુદાના આ નિયમમાંથી અપવાદ રાખવામાં આવી કે "આપત્તિનો ફેંસલો થઈ ગયા પછી કોઈનું ઈમાન તેના માટે લાભદાયી હોતું નથી." બાઇબલમાં "યૂનાહ"ના નામે જે એક નાનકડી પુસ્તિકા છે તેમાં થોડીક વિગતો તો મળે છે પરંતુ તે બહુ વિશ્વસનીય નથી, કેમ કે ન તો તે આકાશી પુસ્તિકા છે ન તો ખુદ યૂનુસ અ.સ.નું પોતાની લખેલી છે પરંતુ તેમના ૪૦૦-૫૦૦ વર્ષ પછી કોઈ અજ્ઞાત વ્યકિતએ આને યૂનુસના ઇતિહાસના રૂપમાં લખીને પવિત્ર પુસ્તકોના સંગ્રહમાં સામેલ કરી દીધી છે. બીજું, આમાં કેટલીક બેહૂદી વાતો જોવા મળે છે જે માનવાને લાયક નથી. આમ છતાં, કુર્આનના ઇશારાઓ અને યૂનુસના પુસ્તકની વિગતો ઉપર વિચાર કરવાથી એ જ વાત સાચી

اِلٰى حِيْنٍ ﴿٩٨﴾ وَلَوْ شَآءَ رَبُّكَ لَاٰمَنَ مَنْ فِى الْاَرْضِ كُلُّهُمْ جَمِيْعًا ؕ
اَفَاَنْتَ تُكْرِهُ النَّاسَ حَتّٰى يَكُوْنُوْا مُؤْمِنِيْنَ ﴿٩٩﴾ وَمَا كَانَ لِنَفْسٍ

**ફાયદો ઊઠાવવાનો મોકો આપી દીધો હતો.[૧૦૦]**

**જો તારા માલિકની મરજી આ હોત (કે ધરતીમાં બધા જ મુસલમાન અને આજ્ઞાંકિત જ હોય) તો બધા જ ધરતીવાસીઓ ઈમાન લાવ્યાં હોત.[૧૦૧] પછી શું તું લોકોને મજબૂર કરશે કે તેઓ મુસલમાન થઈ જાય ?[૧૦૨] કોઈ મનુષ્ય અલ્લાહના**

લાગે છે જે કુર્આનના તફસીરકર્તાઓએ લખી છે કે હઝરત યૂનુસ અ.સ. કેમ કે આફતના સમાચાર આપ્યા પછી અલ્લાહતઆલાની પરવાનગી વિના પોતાનું ઠેકાણું છોડીને જતા રહયા હતાં એટલા માટે જયારે આફતની નિશાનીઓ જોઈને આશૂરી લોકોએ ક્ષમા માગી ત્યારે અલ્લાહતઆલાએ તેમને માફી આપી દીધી. કુર્આનમજીદમાં ખુદાઈ કાનૂનનો જે નિયમ તથા સામાન્ય નિયમો જણાવવામાં આવ્યાં છે તેમાં એક કાયમી જોગવાઈ આ પણ છે કે અલ્લાહતઆલા કોઈ કોમની ઉપર આફત મોકલતો નથી જયાં સુધી તેની ઉપર પોતાની દલીલ પૂરી કરી લેતો નથી. તેથી જયારે નબીએ આ કોમની મહેતલના આખરી ક્ષણ સુધી ઉપદેશ આપવાનું કામ ચાલુ ન રાખ્યું અને અલ્લાહે નકકી કરેલા સમય પહેલાં પોતાની જાતે જ તેઓ હિજરત કરી ગયાં ત્યારે અલ્લાહતઆલાના ન્યાયે તેમની કોમને સજા આપવાનું યોગ્ય માન્યું નહીં કેમ કે તેની ઉપર દલીલ પૂરી કરવાની કાનૂની શરતો પૂરી થઈ ન હતી. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ સાફ્ફાત, નોંધ ક્રમાંકઃ ૮૫).

(૧૦૦) જયારે આ કોમ ઈમાન લઈ આવી ત્યારે તેની મહેતલના સમયમાં વધારો કરી દેવામાં આવ્યો. પાછળથી તેણે ફરીથી વિચારસરણી અને અમલની ગુમરાહીઓ અપનાવવા માંડી. નાહૂમ નબી (ઈ. પૂર્વે ૭૨૦ થી ૬૯૮) એ તેમને ચેતવ્યાં પરંતુ કોઈ અસર થઈ નહીં. ત્યારપછી સફનિયાહ નબી (ઈ.પૂર્વે ૬૪૦ થી ૬૦૯) એ તેમને છેલ્લી ચેતવણી આપી, તે પણ નિષ્ફળ નીવડી. છેવટે ઈ.પૂ.૬૧૨ ની આસપાસના જમાનામાં અલ્લાહતઆલાએ મીડીયાના લોકોને તેમની ઉપર વર્ચસ્વ આપી દીધું. મીડીયાનો રાજા બેબીલોનના લોકોની મદદથી અશૂરના પ્રદેશ ઉપર ચઢી આવ્યો. અશૂરી લશ્કર પરાજિત થઈને નેનવામાં ઘેરાઈ ગયું. કેટલાક સમય સુધી તેણે ભારે સામનો કર્યા પછી તાઇગ્રિસ નદીમાં પૂર આવવાથી શહેરનો કિલ્લો તૂટી ગયો અને આક્રમણખોરો અંદર ઘૂસી ગયાં. સમગ્ર શહેરને બાળીને રાખ બનાવી દેવામાં આવ્યું. આસપાસના વિસ્તારોની પણ આ જ દશા થઈ. અશૂરનો રાજા પોતે તેના મહેલમાં આગ લગાડીને બળી મર્યો અને તેની સાથે જ અશૂરી રાજય તથા તેની સભ્યતા પણ હંમેશના માટે ખતમ થઈ ગઈ. આજના જમાનામાં પુરાતત્ત્વ ખાતા દ્વારા જે ખોદકામ આ વિસ્તારમાં થયાં છે તેમાં બાળી મૂકવાના ચિહ્નો મોટા પ્રમાણમાં જોવા મળે છે.

(૧૦૧) એટલે કે જો અલ્લાહની ઇચ્છા આ હોત કે આ ધરતીમાં માત્ર આજ્ઞાંકિત લોકો જ વસવાટ કરે અને કુફ્ર અને આજ્ઞાભંગનું કોઈ વજૂદ જ ન હોય તો તેના માટે આ મુશ્કેલ ન હતું કે તમામ ધરતીવાસીઓને મુસલમાન અને આજ્ઞાંકિત પેદા કરત અને એ પણ મુશ્કેલ ન હતું કે બધાંનાં દિલ તેના એક જ كُنْ "થઈ જા" ના ઈશારે ઈમાન અને આજ્ઞાપાલનની તરફ વાળી દેત, પરંતુ માનવજાતિને ઉત્પન્ન કરવામાં જે ડહાપણભર્યો હેતુ તેની સમક્ષ છે તે આ પેદા કરવાના અને "થઈ જા" ની બળજબરીના ઉપયોગથી ખતમ થઈ જાય છે. એટલા માટે અલ્લાહતઆલા પોતે જ મનુષ્યોને ઈમાન લાવવા અથવા ન લાવવા તેમજ આજ્ઞાપાલન અપનાવવા અથવા ન અપનાવવા માટે સ્વતંત્ર રાખવા માગે છે.

اَنْ تُؤْمِنَ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَ يَجْعَلُ الرِّجْسَ عَلَى الَّذِيْنَ لَا
يَعْقِلُوْنَ ۝١٠٠ قُلِ انْظُرُوْا مَاذَا فِي السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ وَ
مَا تُغْنِي الْاٰيٰتُ وَ النُّذُرُ عَنْ قَوْمٍ لَّا يُؤْمِنُوْنَ ۝١٠١ فَهَلْ

**હુકમ વિના ઈમાન લાવી શકતો નથી,[૧૦૩] અને અલ્લાહની રીત આ છે કે જે લોકો બુદ્ધિનો ઉપયોગ કરતાં નથી તે તેમની ઉપર ગંદકી નાખી દે છે.[૧૦૪]**

**આમને કહો "આકાશો અને ધરતીમાં જે કંઈ છે તેને આંખો ખોલીને જુઓ." અને જે લોકો ઈમાન લાવવા જ નથી માગતાં તેમના માટે નિશાનીઓ અને ચેતવણીઓ છેવટે શું લાભદાયી થઈ શકે છે?[૧૦૫] હવે આ લોકો આ સિવાય**

(૧૦૨) આનો અર્થ આ નથી કે નબી સ.અ.વ. લોકોને બળજબરીથી મુસલમાન બનાવવા માગતા હતાં અને અલ્લાહતઆલા તેમને આમ કરવાથી રોકી રહયો હતો. હકીકતમાં આ કથનમાં એ જ વર્ણનશૈલી અપનાવવામાં આવી છે જે કુર્આનમાં ઘણી જગ્યાએ આપણને જોવા મળે છે કે સંબોધન દેખીતી રીતે નબી સ.અ.વ.ને કરવામાં આવ્યું હોય છે પરંતુ હકીકતમાં લોકોને એ વાત સંભળાવવાનો આશય હોય છે જે નબીને સંપૂર્ણપણે કહેવામાં આવી છે. અહીં જે કહેવાનો આશય છે તે આ છે કે લોકો, દલીલ દ્વારા માર્ગદર્શન અને અજ્ઞાનતાનો ભેદ ખોલીને રાખી દેવાની તથા સીધો રસ્તો સ્પષ્ટપણે દેખાડી દેવાની જે જવાબદારી હતી તે તો અમારા નબીએ પૂરી રીતે નિભાવી દીધી છે. હવે જો તમે પોતે સીધા રસ્તે ચાલવા માગતા ન હોવ અને તમારૂં સીધા રસ્તા ઉપર આવવું ફકત એ જ વાત ઉપર આધારિત હોય કે કોઈ તમને બળજબરીથી સીધા માર્ગે લઈ આવે તો તમને ખબર હોવી જોઈએ કે નબીને આ કામ સોંપવામાં આવ્યું નથી. આવું બળજબરીપૂર્વકનું ઈમાન જો અલ્લાહને સ્વીકાર્ય હોત તો તેના માટે તેને નબી મોકલવાની જરૂર જ શું હતી, આ કામ તો તે પોતે ઈચ્છે ત્યારે કરી શકતો હતો.

(૧૦૩) એટલે કે જેવી રીતે બધી જ નિયામતો એકલા અલ્લાહના જ અધિકારમાં છે તથા કોઈ બીજો માણસ કોઈ પણ નિયામતને પણ અલ્લાહની પરવાનગી વિના ન તો પોતે મેળવી શકે છે ન તો બીજા કોઈ માણસને આપી શકે છે એવી જ રીતે આ નિયામત પણ, કે કોઈ માણસ ઈમાનવાળો હોય અને સીધા રસ્તાની તરફ માર્ગદર્શન પામે, અલ્લાહની પરવાનગી ઉપર અવલંબે છે. કોઈ પણ માણસ આ નિયામતને અલ્લાહની પરવાનગી વિના ન તો પોતે મેળવી શકે છે અને ન તો કોઈ માણસના અધિકારમાં છે કે ચાહે તેને આ નિયામત આપી શકે. તેથી નબી જો હૃદયપૂર્વક એમ ઈચ્છે પણ કે લોકોને મોમિન બનાવી દે તો બનાવી શકતો નથી કેમ કે અલ્લાહની પરવાનગી અને તેની પ્રેરણા જરૂરી છે.

(૧૦૪) અહીં સ્પષ્ટપણે જણાવી દેવામાં આવ્યું છે કે અલ્લાહની પરવાનગી અને પ્રેરણા કોઈ આંધળાની વહેંચણી નથી કે કોઈ પણ ડહાપણ વિના તથા કોઈ પણ નિયમો વિના આમ જ ઈચ્છયું તેને ઈમાનની નિયામત મેળવવાની તક આપી અને ઈચ્છયું તેને આ તકથી વંચિત કરી દીધો. બલકે આની એક ખૂબ જ ડહાપણભરી વ્યવસ્થા છે, અને તે આ છે કે જે માણસ સત્યની શોધમાં નિષ્પક્ષ રીતે પોતાની બુદ્ધિને યોગ્ય રીતે વાપરે છે તેના માટે તો અલ્લાહ તરફથી સત્ય સુધી પહોંચવાના સાધનો તેની મહેનત અને ચાહતના પ્રમાણમાં આપી દેવામાં આવે છે, અને તેને સાચું જ્ઞાન મેળવવાની તેમજ ઈમાન લાવવાની પ્રેરણા આપવામાં આવે છે.

يَنْتَظِرُوْنَ اِلَّا مِثْلَ اَيَّامِ الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلِهِمْ ؕ قُلْ فَانْتَظِرُوْٓا
اِنِّيْ مَعَكُمْ مِّنَ الْمُنْتَظِرِيْنَ ۝١٠٢ ثُمَّ نُنَجِّيْ رُسُلَنَا وَالَّذِيْنَ اٰمَنُوْا
كَذٰلِكَ ۚ حَقًّا عَلَيْنَا نُنْجِ الْمُؤْمِنِيْنَ ۝١٠٣ قُلْ يٰٓاَيُّهَا النَّاسُ اِنْ كُنْتُمْ
فِيْ شَكٍّ مِّنْ دِيْنِيْ فَلَآ اَعْبُدُ الَّذِيْنَ تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ
وَلٰكِنْ اَعْبُدُ اللّٰهَ الَّذِيْ يَتَوَفّٰىكُمْ ۖۚ وَاُمِرْتُ اَنْ اَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ۝١٠٤




**બીજી કઈ વસ્તુની પ્રતીક્ષા કરી રહ્યાં છે કે એ જ ખરાબ દિવસો જુએ જે આમની પહેલાં થઈ ગયેલાં લોકો જોઈ ગયાં છે ? આમને કહો ''સારું, રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઊં છું.'' પછી (જ્યારે આવો સમય આવે છે ત્યારે) અમે અમારા પયગમ્બરોને અને એ લોકોને બચાવી લેતાં હોઈએ છીએ જે ઈમાન લાવ્યાં હોય. અમારી આ જ રીત છે. અમારી આ ફરજ છે કે અમે મુસલમાનોને બચાવી લઈએ. (રુકૂઅ ૧૦)**

**હે નબી, કહી દો કે[૧૦૬] ''લોકો, જો તમે હજુ સુધી મારા દીનની બાબતમાં કોઈ શંકામાં હોવ તો સાંભળી લો કે તમે અલ્લાહ સિવાય જેમની બંદગી કરો છો હું તેમની બંદગી નથી કરતો બલકે માત્ર એ જ અલ્લાહની બંદગી કરું છું જેના હાથમાં તમારૂં મોત છે[૧૦૭] મને હુકમ આપવામાં આવ્યો છે કે હું ઈમાન લાવનારાઓમાંથી હોઊં.**

હવે એ લોકો કે જે સત્યની ચાહત જ ધરાવતાં નથી અને જે લોકો તેમની બુદ્ધિને પૂર્વગ્રહોના ફંદામાં ફસાયેલી રાખે છે, અથવા સત્યની શોધ માટે તેનો બિલકુલ ઉપયોગ જ કરતાં નથી, તો તેમના માટે અલ્લાહના ભાગ્યના ખજાનામાં અજ્ઞાન, ગુમરાહી અને દોષ કાઢવાં તથા ખોટું કરવાની ગંદકીઓ સિવાય બીજું કંઈ નથી. તેઓ પોતાની જાતને આ જ ગંદકીઓને લાયક બનાવે છે અને આ જ તેમના નસીબમાં લખવામાં આવે છે.

(૧૦૫) આ તેમની માગણીનો છેલ્લો અને આખરી જવાબ છે જે તેઓ ઈમાન લાવવા માટે શરતના રૂપમાં રજૂ કરતા હતાં કે અમને કોઈ નિશાની દેખાડવામાં આવે કે જેનાથી અમને વિશ્વાસ થઈ જાય કે તમારી પયગમ્બરી સાચી છે. આના જવાબમાં કહેવામાં આવી રહયું છે કે જો તમારી અંદર સત્યની ચાહત અને સત્યના સ્વીકાર માટેની તૈયારી હોય તો એ અસંખ્ય અને અસીમ નિશાનીઓ કે જે ધરતી અને આકાશમાં ચારે તરફ ફેલાયેલી છે તમને મુહમ્મદના સંદેશની સચ્ચાઈ વિષે વિશ્વાસ દેવડાવવા માટે પૂરતી જ નહીં પણ ઘણી વધારે છે. માત્ર આંખો ખોલીને તેમને જોવાની જરૂર છે, પરંતુ જો આ ચાહત અને આ તૈયારી જ તમારી અંદર ન હોય તો પછી કોઈ પણ નિશાની, પછી તે ગમે તેવી ચમત્કારિક અને અજાયબીભરી હોય, તમને ઈમાનની નિયામત આપી શકતી નથી. દરેક મો'જિઝાને જોઈને તમે ફિરઔન અને તેની કોમના સરદારોની જેમ કહો છે કે આ તો

وَ اَنْ اَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ۚ وَلَا تَكُوْنَنَّ مِنَ

**અને મને કહેવામાં આવ્યું છે કે તું એકાગ્ર થઈને તારી જાતને સાચી રીતે આ દીન ઉપર કાયમ કરી દે,[૧૦૮] અને હરગિજ**

જાદુવિદ્યા છે. આ રોગમાં જે લોકો પડેલાં છે તેમની આંખો ફકત એ જ વખતે ખુલતી હોય છે કે જયારે ખુદાનો પ્રકોપ તેની ભયાનક સખત પકડ સાથે તેમની ઉપર તૂટી પડે છે જેવી રીતે ફિરઔનની આંખો ડૂબતી વખતે ખુલી હતી. પરંતુ બરાબર ધરપકડના વખતે જો તોબા કરવામાં આવે તો તેની કોઈ કિંમત નથી.

(૧૦૬) જે વિષય સાથે પ્રવચનનો આરંભ કરવામાં આવ્યો હતો તેની જ ઉપર હવે પ્રવચનનું સમાપન કરવામાં આવી રહ્યું છે. સરખામણી માટે પહેલાં રુકૂઅના વિષય ઉપર એક નજર નાખી લેવામાં આવે.

(૧૦૭) આયતમાં يَتَوَفّٰكُمْ શબ્દ છે જેનો શાબ્દિક અનુવાદ "જે તમને મોત આપે છે" થાય છે. પરંતુ આ શાબ્દિક અનુવાદ વડે મૂળ હાર્દ વ્યકત થતું નથી. આ કથનનું હાર્દ આ છે કે "તે કે જેના કબજામાં તમારા પ્રાણ છે, જે તમારી ઉપર એવી પૂર્ણ શાસકીય સત્તા ધરાવે છે કે જયાં સુધી તેની મરજી હોય ત્યાં જ સુધી તમે જીવી શકો છો અને જે વખતે તેનો ઈશારો થઈ જાય એ જ ઘડીએ તમારે તમારા પ્રાણ એ જીવન બક્ષનારના હવાલે કરી દેવાં પડે છે, હું માત્ર તેની જ પૂજા તથા તેની જ બંદગી અને ગુલામી તેમજ તેના જ આજ્ઞાપાલન અને અનુસરણમાં માનું છું." અહીં બીજું આ પણ સમજી લેવું જોઈએ કે મકકાના મુશ્રિકો આ માનતા હતાં, તેમજ આજે પણ બધાં જ પ્રકારના મુશ્રિકો આ સ્વીકારે છે કે મોત ફકત અલ્લાહ સમગ્ર જગતના માલિકના અધિકારમાં છે, તેની ઉપર બીજા કોઈનો કાબૂ નથી. એટલે સુધી કે જે બુઝુર્ગો આ મુશ્રિકો ખુદાના ગુણો અને સત્તાઓમાં ભાગીદાર ઠરાવે છે તેમના વિષે પણ તેઓ સ્વીકારે છે કે તેમાંથી કોઈ જાતે પોતાની મોતનો સમય ટાળી શકયો નથી. તેથી હેતુને વર્ણવવા માટે અલ્લાહતઆલાના અસંખ્ય ગુણોમાંથી બીજા કોઈ ગુણનો ઉલ્લેખ કરવાને બદલે આ વિશેષ ગુણ "તે જે તમને મોત આપે છે" અહીં એટલા માટે પસંદ કરવામાં આવ્યો છે કે પોતાનો મત જણાવવાની સાથોસાથ તેના સાચા હોવાની દલીલ પણ આપી દેવામાં આવે. એટલે કે બધાંને છોડીને તેની બંદગી હું એટલા માટે કરૂં છું કે જીવન અને મૃત્યુ ઉપર એકલા તેનો જ અધિકાર છે. અને તેના સિવાય બીજાંની બંદગી હું શા માટે કરૂં જયારે તેઓ પોતે તેમના જીવન અને મૃત્યુ ઉપર પણ અધિકાર ધરાવતાં નથી એ તો દૂરની વાત છે કે બીજા કોઈના જીવન અને મૃત્યુ ઉપર અધિકાર ધરાવતાં હોય. બીજું, ઉત્તમ વર્ણનશૈલી એવી છે કે "તે મને મોત આપનાર છે" કહેવાને બદલે "એ જે તમને મોત આપે છે" કહેવામાં આવ્યું. આમ, એક જ શબ્દમાં હેતુનું વર્ણન, હેતુની દલીલ અને હેતુ તરફ બોલાવવાનો સંદેશ, આ ત્રણેય લાભો એકત્ર કરી દેવામાં આવ્યાં છે. જો એમ કહેવામાં આવ્યું હોત કે "હું તેની બંદગી કરૂં છું જે મને મોત આપનાર છે" તો આમાંથી માત્ર આ જ અર્થ નીકળત કે "મારે તેની બંદગી કરવી જ જોઈએ." હવે જે આ કહેવામાં આવ્યું કે "હું તેની બંદગી કરું છું જે તમને મોત આપનાર છે," તો આમાંથી આ અર્થ નીકળ્યો કે મારે જ નહીં તમારે પણ તેની જ બંદગી કરવી જોઈએ અને તમે આ ભૂલ કરી રહયાં છો કે તેના સિવાય બીજાંની બંદગી કર્યે જાઓ છો.

(૧૦૮) આ માગણીની ઉગ્રતા વિચારવા યોગ્ય છે. વાત આ શબ્દોમાં પણ કહી શકાઈ હોત કે તું "આ દીનને અપનાવી લે" અથવા "આ દીન ઉપર ચાલ" અથવા "આ દીનનો અનુયાયી બની જા." પરંતુ અલ્લાહતઆલાને વાત કહેવાની આ તમામ રીતો ઢીલી જણાઈ. આ દીનનું જે પ્રકારનું કડક, નકકર અને કસાયેલું અનુસરણ જરૂરી છે તેની અભિવ્યકિત આ નબળાં શબ્દો દ્વારા થઈ શકે તેમ ન હતી. એટલા માટે

الْمُشْرِكِيْنَ ﴿١٠٥﴾ وَلَا تَدْعُ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُكَ وَلَا يَضُرُّكَ ۚ

**મુશ્રિકોમાંથી ન થા.[૧૦૯] અને અલ્લાહને છોડીને કોઈ એવી હસ્તીને ન પોકાર જે તને ન તો ફાયદો પહોંચાડી શકે છે ન તો નુકસાન.**

પોતાની માગણી આ શબ્દોમાં રજૂ કરી કે. أَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا اقم وجهك નો શાબ્દિક અર્થ આ છે કે ''તારો ચહેરો સ્થિર કરી દે.'' આનો મતલબ આ છે કે તારો ચહેરો એક જ તરફ સ્થિર હોય, ડગમગતો અને હાલતોડોલતો ન હોય. કયારેક પાછળ અને કયારેક આગળ, કાયરેક જમણે અને કયારેક ડાબે વળતો ન રહે. બિલકુલ નાકની લીટીની સીધમાં એ જ રસ્તા ઉપર નજર ટકાવેલી રાખીને ચાલ જે તને દેખાડી દેવામાં આવ્યો છે. આ બંધન પોતે ખૂબ જ કડક હતું, પરંતુ આટલેથી સંતોષ માનવામાં આવ્યો નહીં અને તેની ઉપર બીજું એક બંધન حنيفا વધારી દેવામાં આવ્યું. 'હનીફ' એ માણસને કહે છે જે બધી બાજુએથી વળીને એક જ તરફનો થઈને રહ્યો હોય. તેથી તકાદો આ છે કે આ દીનને, ખુદાની બંદગીની આ રીતને, આ જીવનશૈલીને એટલે કે પૂજા, બંદગી, ગુલામી, આજ્ઞાપાલન, અનુસરણ, બધું જ માત્ર તમામ જગતના માલિક અલ્લાહનું જ કરવામાં આવે, એવી એકાગ્રતા સાથે અપનાવ કે બીજી કોઈ રીત તરફ લેશમાત્ર ઝૂકાવ અને વલણ ન હોય, આ રસ્તા ઉપર આવીને એ ખોટાં રસ્તાઓ સાથે સહેજ પણ લગાવ બાકી ન રહે જેમને તું છોડીને આવ્યો છે અને એ વક્ર રસ્તાઓ ઉપર ભૂલથી પણ નજર ન પડે જેની ઉપર દુનિયા ચાલી રહી છે.

(૧૦૯) એટલે કે એ લોકોમાં કદાપિ સામેલ ન થા જે અલ્લાહની હસ્તીમાં, તેના ગુણોમાં, તેના અધિકારોમાં અને તેની સત્તાઓમાં કોઈ પણ રીતે ગેરૂલ્લાહ એટલે કે અલ્લાહ સિવાયની બીજી હસ્તીઓને સામેલ કરે છે. પછી એ ગેરૂલ્લાહ તેમનું પોતાનું મન હોય, અથવા બીજો કોઈ મનુષ્ય હોય, અથવા મનુષ્યોનો કોઈ સમૂહ હોય, અથવા કોઈ આત્મા હોય, જિન્નાત હોય, ફરિશ્તો હોય, અથવા કોઈ ભૌતિક કે કાલ્પનિક કે વહેમી હસ્તી હોય. તેથી માગણી માત્ર આ કબૂલાતના રૂપમાં જ નથી કે શુદ્ધ તૌહીદનો રસ્તો સંપૂર્ણ દૃઢતા સાથે અપનાવ. બલકે આ નકારાત્મક સ્થિતિમાં પણ છે કે તે લોકોથી અલગ થઈ જા જે કોઈ પણ પ્રકારનું અને ઢંગનું શિર્ક કરતાં હોય. શ્રદ્ધામાં જ નહીં, અમલમાં પણ, વ્યકિતગત જીવનશૈલીમાં જ નહીં સામાજિક જીવન-વ્યવસ્થામાં પણ, ઉપાસનાગૃહો અને પૂજાગૃહોમાં જ નહીં શાળાઓમાં પણ, અદાલતખંડોમાં પણ, વિધાનસભાઓમાં પણ, રાજનીતિના ભવનોમાં પણ, અર્થિક બજારોમાં પણ, એટલે કે દરેક જગ્યાએ એ લોકોની રીતથી તારી રીત અલગ કરી લે જેમણે તેમની વિચારણસરણીઓ અને અમલીકરણની સમગ્ર વ્યવસ્થા ખુદાપરસ્તી અને નાખુદાપરસ્તીના મિશ્રણ ઉપર કાયમ કરેલી છે. તૌહીદનો અનુયાયી જીવનના કોઈ પણ પાસા તેમજ કોઈ પણ ક્ષેત્રમાં શિર્કના માર્ગ ઉપર ચાલનારાઓની સાથે ખભેખભા મીલાવીને ચાલી શકતો નથી, એ તો દૂરની વાત છે કે આગળ તેઓ હોય અને પાછળ આ અને આમ છતાં તેની તૌહીદપરસ્તીના તકાદા શાંતિથી પૂરા થતાં રહે!

બીજું, માગણી માત્ર (શિર્કેજલી) ખુલ્લા શિર્કથી દૂર રહેવાની જ નથી બલકે (શિર્કેખફી) છૂપા શિર્કથી પણ સંપૂર્ણપણે અને કડક રીતે દૂર રહેવાની છે. બલકે છૂપું શિર્ક વધુ ભયાનક છે અને તેની સામે સાવચેત રહેવાની વધુ જરૂર છે. કેટલાક ભોળા લોકો ''શિર્કેખફી'' ને ''શિર્કેખફીફ'' માને છે અને તેમનો આ અનુમાન છે કે તેનો મામલો એટલો મહત્ત્વનો નથી જેટલો (શિર્કેજલી)ખુલ્લા શિર્કનો છે, જો કે ખફીનો અર્થ ખફીફ નથી બલકે છૂપું અને છૂપાયેલું છે. હવે વિચારવાની વાત આ છે કે જે દુશ્મન ખુલ્લંખુલ્લા દિવસના અજવાળામાં સામે આવી જાય એ વધારે ખતરનાક છે કે પછી એ કે જે છૂપો હોય અથવા મિત્રનો વેશ ધારણ કરીને ભેટી રહયો હોય?

فَاِنْ فَعَلْتَ فَاِنَّكَ اِذًا مِّنَ الظّٰلِمِيْنَ ﴿١٠٦﴾ وَ اِنْ يَّمْسَسْكَ اللّٰهُ
بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗۤ اِلَّا هُوَ ۚ وَ اِنْ يُّرِدْكَ بِخَيْرٍ فَلَا رَآدَّ
لِفَضْلِهٖ ؕ يُصِيْبُ بِهٖ مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ؕ وَ هُوَ الْغَفُوْرُ
الرَّحِيْمُ ﴿١٠٧﴾ قُلْ يٰۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمُ الْحَقُّ مِنْ رَّبِّكُمْ ۚ
فَمَنِ اهْتَدٰى فَاِنَّمَا يَهْتَدِيْ لِنَفْسِهٖ ۚ وَ مَنْ ضَلَّ فَاِنَّمَا يَضِلُّ
عَلَيْهَا ۚ وَ مَاۤ اَنَا عَلَيْكُمْ بِوَكِيْلٍ ؕ ﴿١٠٨﴾ وَ اتَّبِعْ مَا يُوْحٰۤى اِلَيْكَ وَ
રુકૂઅ ૧૧ اصْبِرْ حَتّٰى يَحْكُمَ اللّٰهُ ۖۚ وَ هُوَ خَيْرُ الْحٰكِمِيْنَ ﴿١٠٩﴾ ع

**જો તું આવું કરીશ તો જુલમીઓમાંથી હોઈશ. જો અલ્લાહ તને કોઈ મુસીબતમાં નાખે તો ખુદ તેના સિવાય કોઈ નથી જે એ મુસીબતને ટાળી દે, અને જો તે તારી તરફેણમાં કોઈ ભલાઈનો ઈરાદો કરે તો તેની કૃપાને ફેરવનાર પણ કોઈ નથી. તે તેના બંદાઓમાંથી જેને ચાહે છે તેની કૃપા વડે નવાજે છે અને તે દરગુજર કરનાર અને દયાળુ છે.''**

**હે મુહમ્મદ, કહી દો કે ''લોકો તમારી પાસે તમારા માલિક તરફથી સત્ય આવી ગયું છે. હવે જે સીધો રસ્તો અપનાવે તેનું સીધા રસ્તે ચાલવું તેના જ માટે ફાયદાકારક છે, અને જે ગુમરાહ રહે તેની ગુમરાહી તેના જ માટે વિનાશક છે. અને હું તમારી ઉપર કોઈ રખેવાળ નથી.'' અને હે નબી, તમે એ માર્ગદર્શનનું અનુસરણ કર્યે જાઓ જે તમારી તરફ વહી મારફતે મોકલવામાં આવી રહ્યું છે, અને ધૈર્ય રાખો એટલે સુધી કે અલ્લાહ ફેંસલો કરી દે, અને તે જ સૌથી શ્રેષ્ઠ ફેંસલો કરનાર છે. (રુકૂઅ ૧૧)**

રોગ એ વધારે જીવલેણ છે જેના ચિહ્નો એકદમ સ્પષ્ટ હોય અથવા એ જે લાંબા સમય સુધી તંદુરસ્તીના ભ્રમમાં રાખીને અંદરથી સ્વાસ્થ્યના મૂળિયાં પોકળ બનાવતો રહે? જે શિર્કને કોઈ પણ માણસ એક નજરે જોઈને જ કહી દે કે આ શિર્ક છે, તેની સાથે તો તૌહીદના દીનની ટક્કર બિલકુલ ઉઘાડી છે. પરંતુ જે શિર્કને સમજવા માટે ઊંડી નજર તથા તૌહીદના તકાદાની ઊંડી સમજ જોઈતી હોય તે તેનાં અદ્રશ્ય મૂળિયાં દીનની વ્યવસ્થામાં એવી રીતે ફેલાવે છે કે સામાન્ય તૌહીદપરસ્તને તેની ખબર સુદ્ધાં પડતી નથી અને ધીમે ધીમે ખબર ન પડે એવી રીતે દીનના ગર્ભને ખાઈ જાય છે કે ક્યાંય ચેતવણીનો ઘંટ વાગવાનો મોકો જ આવતો નથી.